ॐ तत्सत

# અનુભવ સાર



રચી પ્રસિદ્ધ કરનાર:—ડાહ્યાભાઇ દયાળજી.

ॐ तत्सत् .

# અનુભવ સાર.



આવૃત્તિ ૧ લી ] સંવત ૧૯૮૩ [ પ્રત ૧૦૦૦.


રચી પ્રસિદ્ધ કરનારઃ—

ડાહ્યાભાઈ [illegible]ળજી.

શાન્તિકુંજ—વિલેપારલા.

મુંબઈ.


કિંમત રૂપીયો એક.

ॐ तत्सत्.

# અનુભવ સાર.

---

## અનુક્રમણિકા.





# નિવેદન



આ 'અનુભવ સાર'માં પાછળના બાર પાના નકશાના રૂપમાં સાથે આપવાનો પહેલાં વિચાર હતો, પરંતુ નકશાને ચોપડીમાં નાંખવાથી ઘડી વાળવી પડે એટલે જે આશયથી નકશો બનાવવો હતો તે આશય સચવાતો નહિ હોવાથી, તેના વિભાગો પાડી બાર પાનામાં સમાવેશ કરેલ છે.

કર્તા.



ॐ

# यतो धर्मस्ततो जयः

ॐ ॐ ॐ

नमो भगवते वासुदेवाय । नमो नारायणाय ।

## तत्त्वमसि

शांतिःसमं तपोनास्ति
संतोषान्न परंसुखम् ॥
नतृष्णायाः परोव्याधि
र्नचधर्मो दयापरः ॥

ॐ

नमः शिवाय ।

पापनो पिता लोभ ।

धर्मनो पिता संतोष ।



शिव पार्वती.

ओं भूर्भुवः स्वः तत्सवितुर्व्वरेण्यंभर्गो-
देवस्यधीमहि । धियोयोनः प्रचोदयात् ॥

भर्तृहरि

ભોગો સૌ સંસારનાં, પામે પળમાં નાશ;
ત્યારે બુદ્ધિમાન તો, તેથી થાય ઉદાસ.
ગર્વ કરે ધન પામિને, તે યમથી દંડાય;
પણ જે તેથી ઉલટા, તે યમથી પૂજાય.
ગર્વ તજે ધન પામીને, જે નર નમ્રજ થાય;
સહિત કુટુંબ પદ પૂજતા, તે નરના યમરાય.
સુકૃત ને વ્રતના ફળો, અહંકારથી જાય:
અહંકાર ગુણ—હીનનો, શત્રૂ સર્પ સમ થાય.
વિવેક ને વૈરાગ્યથી, ઉપજે ઉર વિચાર;
શ્રેષ્ઠ સમાધી તરતમાં, તેથી સિદ્ધ થનાર.
માટે મન એ વિષયમાં, અર્પો સાંજ સવાર;
નિશ્ચય તેથી નહિ થશે, ફરી કદી અવતાર.

ॐ

ॐ न हि ज्ञानेन सदृशं ।

ॐ पवित्र मिह विद्यते ।

# अहंब्रह्मास्मि

अहमेव परंब्रह्म
परंब्रह्मा हमेवच
अभेद लक्षणं ज्ञानं
तदेव मोक्ष साधनम् ॥

ॐ

सदे वेदं सर्वम्।

न स पुनरावर्तते ।

यद्गत्वा न निवर्तते ।

तत्वमस्यादि वाक्योत्थ सम्यग्धीजन्ममात्रत: ।
अविद्या सह कार्येण नासीदस्ति भविष्यति ॥



ब्रह्मनिष्ठ स्वामी श्रीश्याभगवान्.

ॐ

# जागर्तिकोवासदसद्विवेकी

ॐ

काम क्रोधौ लोभमोहौ देहेतिष्ठंति तस्कराः ।
हरंति ज्ञान रत्नानि तस्माज्जा गृहि जागृहि ॥

अग्नि होत्राणि वेदाश्च राक्षसानां गृहे गृहे ।
दया सत्यं चशौचंच राक्षसानां न विद्यते ॥

त्रिविधं नरकस्यदं द्वारं नाश नमात्मनः ।
कामः क्रोधस्तथा लोभ स्तस्मादे तत्त्रयं त्यजेत् ॥

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारै स्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेय स्ततो यातिपरांगतिम् ॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्त्तते काम कारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परांगतिम् ॥

तस्माच्छास्त्रं प्रमाणंते कार्याकार्य व्यवस्थितौ ।
ज्ञात्वाशास्त्रविधानोक्तं कर्मकर्तु मिहार्हसि ॥

ॐ

## अहर्निशंकिं परिचिंतनीयं ।
## संसारमिथ्यात्व शिवात्मतत्त्वम् ॥

ॐ

मुक्तिस्तु ब्रह्मतत्वस्य ज्ञानादेवनचाऽन्यथा ।
स्वप्रबोधं विनानैव स्वस्वप्नोहीयतेयथा ॥

क्षेत्रज्ञं चापिमांविद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्र क्षेत्र ज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं ःतंमम ॥

नतद्भा सयते सूर्यो न शशांकोन पावकः ।
यद्गत्वान निवर्तंते तद्धाम परमंमम ॥

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्व मिति समहात्मा सुदुर्लभः ॥

जले विष्णुः स्थले विष्णु र्विष्णुः पर्वत मस्तके ।
ज्वालामालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥

ॐ मित्येकाक्षरं ब्रह्म व्याहर न्मामनु स्मरन् ।
यः प्रयाते त्यजन्देहं सयाति परमांगातिम् ॥

श्लोक षष्टकामिदं पुण्यं प्रातः काले पठेन्नरः ।
यंः कंठेधारयेत्नित्या सगच्छेत्परमं पदम् ॥

ॐ

# सत्यंवद धर्मंचर

ॐ

ॐ ज्ञानादेव तु कैवल्यं । ऋते ज्ञानान्न मुक्तिः । ॐ

## अयमात्माब्रह्म

विचारोहि परोलाभो
विचारोहि परंधनम्
विचारोहि परंज्ञानं
विचारोहि परंपदम् ॥

ॐ

क्रोधनो पिता कामः । ब्रह्मैवेदं सर्वं । शोकनो पिता मोहः ।



ब्रह्मनिष्ठ स्वामी श्री ज्ञानानन्दजी.

एकमेवाद्वितीयमितिश्रुतेः
तस्यभासासर्वमिदंविभाति

દોહરા.

ઘટત ઘટત ઘટ જાત હે, બઢત બઢત બઢ જાય;
ઘટં બઢ જાકો હોત નહિ, યહ લક્ષ્ય લખો મન માંય.
આયુ ઘટત ઘટ જાત હે, તૃષ્ણા બઢત બઢ જાય;
ભાવી ઘટ બઢ હોત નહિ, કરો તોષ મન માંય.
ધન યૌવન યું જાત હે, જેસે ઉડત કપૂર;
નારાયણ ગોવીંદ ભજ, કયું ચાટે જગ ધૂરે.
હાય હાય તબ લગ રહે, જબ લગ ઉર અજ્ઞાન;
જ્ઞાન-નેનસે દેખ તું, મે મેરા સમશાન.
આયે બ્રહ્મ—સ્વરૂપસે, હે પુની બ્રહ્મ—સ્વરૂપ;
જાના બ્રહ્મ—સ્વરૂપમે, ત્યજ ભ્રમ લખ નિજરૂપ.
જેમ છે તેમનું તેમ અખા, ગયું આવ્યું કાંઇએ નથી;
આંપે આપ આનંદઘન, સ્વસ્વરૂપ જોયું મથી.

ॐ ज्योतिषामपि तज्ज्योति । ॐ तमसः परमुच्यते । ॐ

## प्रज्ञानं ब्रह्म

येनेक्षते शृणोतीदं जिघ्रति व्याकरोति च
स्वाद्वस्वादु विजानाति तत्प्रज्ञानमुदीरितम्
चतुर्मुखेंद्र देवेषु मनुष्याश्वगवादिषु
चैतन्यमेकं ब्रह्मातः प्रज्ञानं ब्रह्म मय्यपि ॥

सत्यं ज्ञानमनंतं ब्रह्म । ॐ चिदेवेदं विज्ञानमानंदं ब्रह्म ।

आचार्यवान् पुरुषो वेद श्रोत्रियं ब्रह्मनिष्ठः ।
तरति शोकमात्मवित् ब्रह्मविदाप्नोति परम् ॥



રા. મોહનલાલ દયાળજી.

१३४५४

# પ્રસ્તાવના.

**આ** સંસારમાં બધા મનુષ્યો સુખ અને સુખનાં સાધનો પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે, અને દુઃખ અને દુઃખના સાધનો નિવૃત્ત કરવાની ઇચ્છા કરે છે. વિવેક દૃષ્ટિએ જોતાં ઐહિક સુખ તેમજ પરલૌકીક સુખ વિનાશી છે. શ્રુતિ સ્મૃતિ પણ ઐહિક સુખ તેમજ પરલૌકીક સુખ વિનાશી પ્રતિપાદન કરે છે. શેષ રહ્યું નિત્યસુખ. તેનાં સાધનો વિવેક દૃષ્ટિએ જોતાં સત્સંગ, સદ્દવિચાર અને આત્મજ્ઞાન છે. માટે ભગવદ્દ-ભકતો, મુમુક્ષો, તેમજ સાર–અસાર–વિવેકની દૃષ્ટિવાળા સજ્જનોને નમ્ર સૂચન છે કે શ્રુતિ સ્મૃતિ પ્રતિપાદીત નિત્ય સુખ જે મોક્ષ છે તેના સાધનો વિવેક વિચાર તથા આત્મ-જ્ઞાન આ લઘુ ગ્રંથમાં સરળ ભાષામાં દર્શાવ્યા છે, વળી આ ગ્રંથ પરીચ્છા પ્રારબ્ધને આધીન થઇ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તેઓએ આ ગ્રંથ અન્યના હિત માટે પ્રસિદ્ધ કરવાની ભલામણ કરી છે. તેઓનો પ્રસિદ્ધ કરવાનો હેતુ એટલો જ છે કે હમો જ્યારે જ્યારે કોઇ ભગવદ્દભકતો સાથે, મુમુક્ષુ સાથે અથવા સારાસાર વિવેકની દૃષ્ટિવાળા સજ્જનો સાથે ધર્મ સંબંધી અથવા જ્ઞાનસંબંધી વિષયોની ચર્ચા કરતા ત્યારે એઓને શાન્તિસુખનો અનુભવ થતો; માટે એઓએ ભલામણ કરી કે તમારી વાણીનું દિક્‌દર્શન કરાવો તો અન્ય સજ્જનો તેમજ ભગવદ્દભકતોને પણ શાન્તિસુખનો અનુભવ થશે. આ આદર્શને લીધે પુસ્તક પ્રસિદ્ધ કરવાનો

શ્રમ તેઓએ લીધો છે. પ્રસિદ્ધ કરનારની છબી ગ્રંથના આરંભમાં રાખેલ છે, વળી આ ગ્રંથમાં અનુભવી મહાત્માઓનો અને શ્રુતિ સ્મૃતિનો સાર પ્રસિદ્ધ કર્યો છે, તેમજ સ્વાનુભવ પણ દર્શાવ્યો છે. છેવટે વાચકવૃંદને ભલામણ કરૂં છું કે વ્યાકરણ કાવ્યકોશથી અજાણ હોવાથી જો પુસ્તકમાં કોઈ સ્થળે ભૂલ હોય તો સ્વમતિનો ઉપયોગ કરી વાંચી આભારી કરશો.

(૧) શ્રુતિ સ્મૃતિ વિવેક વિચાર નીતિ ધર્મનું દિગ્દર્શન માત્ર કર્યું છે.

(૨) બાળ બોધ.

(૩) ભજનો.

(૪) શ્રી સદ્ગુરૂ પૂજ્યપાદ સ્વામી શામ ભગવાનનો લઘુ શામ સુબોધ.

(૫) તત્વજ્ઞાન. પ્રશ્નોત્તર રૂપે લખ્યો છે.

(૬) કુંડલીઆ.

(૭) શ્રી સદ્ગુરૂ પૂજ્યપાદ સ્વામી શામ ભગવાન રચિત આત્મ વિશેષણ માલીકા.

કાર્તિક શુદી ૧૧
સંવત ૧૯૮૩ } લી. ડાહ્યાભાઇ દયાળજી.





ગ્રંથકર્તાઃ–
રા. ડાહ્યાભાઇ દયાળજી.

# અનુભવ સાર.

## ભાગ પહેલો.

### બાળ બોધ.



કક્કા કર્મ, સુધારો તમો; ગુરૂ ઇશ્વર, માતપિતાને નમો.
કક્કે કહ્યું, હૃદયમાં ધરો; નર નારી, ભવ સાગર તરો.

ખખ્ખા ખટપટ, મનની ત્યજો; નિર્મળ ચિત્તે, ઇશ્વર ભજો.
ખખ્ખે કહી, ખરી છે વાત; ભવ તરવા, ભકતી મન રાખ.

ગગ્ગા ગુણ, સૌમાંથી ગ્રહો; અવગુણ, અંતરમાંથી દહો.
ગગ્ગે ગાયો, જે ઉપદેશ; આપે સૌને, શાંતિ દેશ.

ઘઘ્ઘા ઘટમાં, આતમ રામ; પુરે સૌના, સઘળા કામ.
ઘઘ્ઘો હવે, ઘણું શું કહે; ઘટ ઘટમાં, અંતરયામી રહે.

ચચ્ચા ચતુર, ચેતીને રહે; ચેતન રામ, ચરાચર લહે.
ચચ્ચાએ, ચતુરાઇ જે કહી; ચેતન નર, ભુલે તે નહિં.

છછા છીવટ, કશું નવ થાય; યોવનમાં, લેજો ઉપાય.
છછા છળ, કપટને ત્યજો; છ વેરી તજી, ભગવત ભજો.

જજ્જા જન્મ, મરણનો ત્રાસ; જીવતા દેહે, કરશો નાશ.
જજ્જાએ જીવતર, ફુલ કહ્યું; જો જગદીશમાં, મનડું રહ્યું.

ઝઝ્ઝા ઝટપટ, લે ઉપાય; સદ્‌ગુરૂજીના, ઝીલો પાય.
ઝઝ્ઝે ઝપાટો, યમનો જાય; સદ્‌ગુરૂ, શિક્ષામાં રેવાય.

ટટ્ટા ટાણું, ફરી નવ મળે; જો સમજે તો, સંશય ટળે.
ટટ્ટે ટેક, સમજણની કહી; નર નારી તમો, ભુલશો નહિ.

ઠઠ્ઠા ઠગબાજી, સંસાર; માયા ઠગણી. ખાશો માર.
ઠઠ્ઠે ઠામ, કરવાનું હરિ; ઠેકાણા સર, રહેજો ઠરી.

ડડ્ડા ડર, ઇશ્વરનો ધરે; તે નર પછી, કોનાથી ડરે.
ડડ્ડાએ ડહાપણ, જે કહ્યું; તેમાં સૌનું, અમૃત રહ્યું.

ઢઢ્ઢો ઢોલ, વગાડી કહે; ઢાંકણ સૌનું, હરિને લહે.
ઢઢ્ઢે ઢાંકણ, કહ્યું અતોલ; સમજી નર, શું બોલે બોલ.

ણણુંચાર્યું, આવે સુખ દુઃખ; કોઇ રંક, કોઇ મોટા ભૂપ.
ણણુમો, નવ કરશો કોઇ, પોતે પોતાના, કર્મને જોઇ.

તત્તા તત્વ, કરો વિચાર; ભવ સાગરથી, થાશો પાર,
તત્તે તમને રૂડું કહ્યું; તેમાં તમારૂં સર્વસ્વ રહ્યું.

થથ્થા થાક્યા તૃષ્ણાવાન; સંતોષી નર છે શ્રીમાન
થથ્થાએ થંડક જે કહી; થીરતાથી સૌ લેજો ગ્રહી.

દદ્દા દાવાનળ જે કામ; જ્યાં પેઠો ત્યાં શાના રામ.
દદ્દાનો દુર્લભ ઉપદેશ; કાપે કર્મના સઘળા કલેશ.

ધધ્ધા ધ્યાનમાં જેને હરિ; ત્યાગી વાસના બેઠા ઠરી.
ધધ્ધે ધારણ કરાવ્યું ધામ; જીવન મુક્તિનો આરામ.

નન્ના નિશ્ચળ પ્રજ્ઞા કરી; બ્રહ્માનંદમાં રહેજો ઠરી.
નન્ને નિર્મળ સ્થિતિ કહી; વિલંબ એમાં કરશો નહિ.

પપ્પા પારસથી અદકા સંત; સંગતથી કરે સૌને સંત.
પપ્પે પાવરી કહી છે વાત; ધારે નર ભગવત સાક્ષાત.

ફફ્ફા ફેરવો મનની દશા; ફોકટ છાપા તિલ્લક કશા.
ફફ્ફે ફાંટો ફેરવવા કહ્યો; ફેરવ્યા નરનો ફેરો ગયો.

બબ્બા બંધન તેનાં જશે; વાસુદેવ મય દૃષ્ટિ થશે.
બબ્બે બોધનું, જે ફળ કહ્યું; અનુભવિને, હૈયે રહ્યું.

ભભ્ભા ભગવત, એક અખંડ; પુરણ પ્રભુતે, પીંડ બ્રહ્માંડ.
ભભ્ભે ભાનુ, પ્રગટયો જેહ; ભૂલ્યા નરનો, દીપક તેહ.

મમ્મા માયા, બંધન પાસ; કાપી પામો, પદ અવિનાશ.
મમ્મે મારગ, સીધો કહ્યો; મમતા ત્યજી, તત્વમાં રહ્યો.

ય યતન, મોક્ષ માટે કરો; તત્વ સમજી, તત્વ મન ધરો.
યયે યથારથ, ભાખ્યો પંથ; આગમ નીગમ, વિસ્તર ગ્રંથ.
ર રરા રામ, રમાવે જેહ; રમે યોગી જન, જેમ તેહ.

રરરે રેડયો, પૂરણ રસ; આતમ રામ, રહ્યો રસ બસ.

લલ્લા લક્ષ, લખીને રહો; પક્ષપાત ત્યજી, મૌનજ ગ્રહો.
લલ્લો લેખું, કોનું કરે; મન વાણીથી, વસ્તુ પરે.

વવ્વા વાસુદેવ, જગ જાણ; જીવ શિવ, વાસુદેવ ભગવાન.
વવ્વે વિચાર્યો, જે આદેશ; ગાયો ગીતામાં, હૃષિ કેશ.

શશ્શા શાક્ષાત, બ્રહ્મ સ્વરૂપ; આપે આપ, આતમ તદ્દરૂપ.
શશ્શાએ, સિદ્ધાંત રસ કહ્યો; નેતી નેતીના, અંતે રહ્યો.

સસ્સો સમાધિ નિર્મળ કહે; આઠે પહોર આનંદમાં રહે.
સહેજ સમાધિ સસ્સે કહી; વ્રતી બ્રહ્માનંદનમાં રહી.

ષષ્ષા સંકટ સઘળાં ટળે; નીજાનંદમાં મનડું ભળે.
ષષ્ષે શિખામણ સુંદર કહી; અનુભવીના ઉરમાં રહી.

હહહા હાજર જેને હરિ; પુરી કમાણી તેણે કરી.
હહહે હિતની સીમા કહી; જે પામ્યા તે આવે નહિ.

ળળગો જે આપે આપ; કોનો કોણ જપે તે જાપ.
ળે ળગાની અવધિ કહી; ત્યાં કર્તવ્ય કાંયો નહિ.

ક્ષ ક્ષરાતીત સ્વરૂપ; સ્વપ્રકાશ સદા સદ્રૂપ.
ક્ષરક્ષરનું જેનાથી ભાન; તેનું કેને થાશે જ્ઞાન

જ્ઞ જ્ઞપ્તિ રૂપ આતમ દેવ; પુરણ બ્રહ્મ આનંદ ઘન એવ.
જ્ઞએ જ્ઞાન કહ્યું અતોલ; શ્રુતિ સ્મૃતિ વગાડે ઢોલ.

કક્ક કહેણી રૂડી કહી; ધારે નર નારાયણ સહી.
શ્યામ ગુરૂની મહેર ફળી; ડાહ્યાની ઉર્મિ અંતર ગળી.

# ભાગ બીજો.

## ભ જ નો.

(૧)

રાગ કલ્યાણ.

કર વિચાર પરમ સાર, કયા સ્વરૂપ મેરો;
સાધન ચાર ઊર અવધાર, ફેર ન હોય ભવ ફેરો.—ટેક.

ગુરૂ સમીપ ધરી સમીધ, પ્રભુજી પ્રશ્ન મેરો;
ભવ બંધ દુઃખ પ્રચંડ, કેસે હોય નિવેરો.—કર વિચાર.

પરમ શ્રેષ્ઠ જ્ઞાન જાણુ, એ અદિસ મેરો;
જીવ બ્રહ્મ ભેદ ભાન, સાધન મોક્ષ કેરો.—કર વિચાર.

પંચ કલેશાતીત બ્રહ્મ, જીવમે કલેશ ઘણેરો;
કેસે હોય જીવ બ્રહ્મ, ભેદકો નિવેરો.—કર વિચાર.

પંચ કલેશ મતિમે દેખ, સદા અભેદ તેરો;
સાક્ષી બ્રહ્મ રૂપ એક, ગંધ ન ભેદ કેરો.—કર વિચાર.

જન્મ મરણ આદી બંધ, આવેશ ભ્રાંન્તી કેરો;
નિત્ય મુકત સદા અસંગ, સ્વસ્વરૂપ તેરો.—કર વિચાર.

સુખ સ્વરૂપ સદા અદ્વૈત, દુઃખ દ્વૈત કેરો;
આતમબ્રહ્મ એક એવ, શ્રુતિ સ્મૃતિ હેરો.—કર વિચાર.
ડાહ્યો કહે ગુરૂ શ્યામ પ્રભુ, મોહ નિંદ દેરો;
ઉદ્દગ ભાન તમ વિજ્ઞાન, સ્વસ્વરૂપ કેરો.—કર વિચાર.



(૨)

રાગ કલ્યાણ.

નિજ સ્વરૂપ શુદ્ધ બુદ્ધ, વસ્તુ સદા વિચારો,—
નાહમ દેહ નમે દેહ, કેવસોહં સંભારો.—ટેક.

સ્થૂલ સૂક્ષ્મ કારણ એહ, અસત જડ વીકારો,
પંચકોશાતીત દેવ, સાક્ષી એક ન્યારો.—નિજ.

ત્રય અવસ્થા ભિન્ન ભિન્ન, સંવીત સ્વયં પસારો,
સો સ્વરૂપ નિજ અનૂપ, પરમાનંદ પ્યારો.—નિજ.

જીવ ઇશ ભેદ છેદ, વાચ્ય વિરોધ નિવારો;
લક્ષ્ય એક છે અદ્વૈત, સોહં બ્રહ્મ ધારો.—નિજ.

વેદ સાર કર વિચાર, એક અદ્વિતીય સારો;
નેતી નેતી વારવાર, નાન્યત કૃષ્ણ ઉચારો.—નિજ.

ડાહ્યો કહે ગુરૂ શ્યામ પ્રભુ, કેવલ રામ ન્યારો;
સોહી સ્વરૂપ નિજ અનૂપ, પરમાનંદ પ્યારો.—નિજ.



(૩)

રાગ કાફી.

પ્રેમ રસ પાયો રે સદ્‌ગુરૂએ કરૂણા કરી,
અલખ લખાયો રે ભેદ ભ્રાન્તિ દૂર કરી.—ટેક.

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં, જે ઓતપ્રોત સંવિત;
સ્વયં પ્રકાશે સૌને પૂરણ, એક એવ અદ્વૈત,
નિજાનંદ રૂપે રે પરી પૂરણ વસ્તુ ભરી.—પ્રેમરસ.

તત્વમસી મહાવાક્ય થકી, લક્ષ્ય અભેદ લખાય.
માયા અવિદ્યા આભાસ યુક્ત વીરોધી ભાગ વીહાય,
બ્રહ્મ આત્મ રહે છે રે, પદ દ્વવ્યવાચ્ય હરી.—પ્રેમરસ.

મુંચ મુંચ જન જીવતા, અહં બ્રહ્મ અવધાર;
સાક્ષી જે સંઘાતનો સોહં સો સંભાર,
સદા પ્રકાશે સૌને રે, આધારાધાર એક હરી.—પ્રેમરસ.

બંધ મોક્ષ સુખ દુઃખ વળી, મીથ્યા માયા વેશ;
જાગ્યાને સ્વપ્નુ નથી, એ પરમાર્થ આદેશ,
દશમ મળ્યો દશમાને રે, કહોએ વાત ક્યાં ખરી.—પ્રેમરસ.

બ્રહ્મ આત્મા આત્મ બ્રહ્મ, એક એવ નિરધાર;
વાસુદેવ સર્વ જગ, કહ્યો શ્રી કૃષ્ણ મોરાર,
ડાહ્યો શ્યામ સંગે રે, નિરખે નિજ રૂપ હરી.—પ્રેમરસ.



(૪)
રાગ કાફી.

અનુભવી આવો રે અનુભવ કીજીયે,
સદાસોહં ધારી રે પ્રેમરસ પીજીયે.—ટેક.
પરમ પ્રેમનું સ્થાન જે, તે કહીયે બ્રહ્માનંદ,
તેમાં જો મન મગ્ન થયું, તો કહો કહાં વિષયાનંદ?
જોતા નહિ જડે રે, પરી પૂરણ વસ્તુ ભરી.—અનુભવી.
શબ્દ સ્પર્શાદી ભોગ જે, ગાયા ગોવિંદે દુઃખરૂપ,
અનુભવી નથી તેમાં રમતા, મળ્યું સ્વયં સુખરૂપ;
સહેજે સમાધી રે, દેહ આત્મ બુદ્ધિ દૂર કરી.—અનુભવી.
બ્રહ્માનંદમાં નિમગ્ન રહે, તે જન બ્રહ્મ સ્વરૂપ,
સીંધવ જઇ જળમાં મળ્યું, થયું એક તદ્રૂપ;
ભેદ નહિ ભાસે રે. એક અદ્વૈત હરી.—અનુભવી.
સદાસોહં દ્રઢ બોધને ધારી, ભેદ ભરમ નિવાર,
વસ્તુ ગત નહિ ભેદ કદાપી, એ અનુભવસાર;
તત્વમસી તપાસો રે, સામવેદે ગાન કરી.—અનુભવી.
જીવ શીવ સદા એક છે, એજ પરમ આદેસ,
શ્રુતિ દ્વૈતને સહે નહિ, કહ્યો સાર સિદ્ધાંત મહેશ;
મહા મોહ ભાંગ્યો રે, શ્યામગુરૂ કરૂણા કરી.—અનુભવી.

(૫)
રાગ ધનાશ્રી.

(કોઇ દેખો અજબ તંબુરા, કોઇ સંત બજાવે પૂરા.)
અબ મન કેરા બ્રહ્મમે ડેરા, આ મીટે મોહ જગ કેરા હોજી.—ટેક.

વાર વાર મનકો વશ કરીએ, ફીરે ન ભવમે ફેરા,
મનો કામના જબહી નાસે, ભાસે સુખરૂપ તેરા.—અબમન.

સત્તા ભાન પુની આનંદ કહાવે, સદા સ્વરૂપે ભેરા,
શીતળ સુગંધ તીનો, એકહી ચંદન કેરા.—અબમન.

જયોતીકા સો જયોતી કહાવે, શ્રુતિ સ્મૃતિ હેરા,
જા કે ભાન તે ભાન સબીહે ભાન બીના અંધેરા.—અબમન.

લેશાંનંદ તે આનંદ સબકો, યહી વેદ ઢંઢેરા,
નિજાનંદસે નહિ વો ન્યારા, ગુરૂ ગમસે લખ તેરા.—અબમન.

આતમ બ્રહ્મ અખંડ ઘર તેરા, નહિ દૂર નહિ નેરા,
ડાહ્યો કહે ગુરૂ જ્ઞાન નેનસેં, કરલે કારજ તેરા.—અબમન.



(૬)

રાગ ધનાશ્રી.

કોઈ દેખો દેવ ભરપૂરા, સ્વયં જયોતી નીજ નુરા હોજી.—ટેક.

જગમે આકે સોજન જાગ્યા, વીવેકસે સંપૂરા;
સોહં સોહં બ્રહ્મ રટે નિત, આપે આપ હજુરા.—કોઇ દેખો.

બ્રહ્માદીક દેવકો લેકે, ચારો ખાણમે પૂરા;
બાહેર ભીતર સદા એકરસ, નહિ નેરે નહિ દૂરા.—કોઇ દેખો.

આતમબ્રહ્મ બ્રહ્મનિજાતમ, દેવ દમક જગપૂરા;
એક દેવ સબ ભુત ગુહામે, આતમમેં જગ જુરા.—કોઇ દેખો.

આતમદેવ ભરપૂર ભર્યા જ્યાં, મણી સૂતસે પૂરા;
ડાહ્યો કહે ગુરૂ શ્યામ કૃપાતે, દેવ નહિ હે દૂરા.-કોઇ દેખો.



(૭)

(મેરો રોકન હારો કોન મગનસે જાય ચલી.-એ રાગ.)

મેરા પરમ બ્રહ્મ રે ધામ, જ્ઞાનસે જાય મીલી.—ટેક.

અદ્વય દર્શન જ્ઞાન કહાવે, નીર્વિષય ધ્યાન મન ભાઈ,
દ્વૈત રહિત એકાન્ત હી જાનો, ધરવા જંગલ જાઇ.—મેરા પરમ.

જ્યાં નહિ ભાસે ભાનૂ ચંદ્રમા, અગ્નિ કેસે જાઇ,
સદા અસંગ સદાતીત જ્યોતિ, સોહી ધામ કહાઇ.—મેરા પરમ.

સર્વ ભૂતમે આપ બીરાજે, એક દેવ દરસાઇ,
જેસે ધૂમ વીયત નહિ લેપે, રહે જ્યાં કા ત્યોંહી સદાઇ.—મેરા પરમ.

શ્યામ કૃપા તે ડાહ્યો ગાવે, નિજ ઘર ન્યારા સ્થાઇ.
અગમ અગોચર આતમ અખ્ખી વ્રતી લહેર સમાઇ.—મેરા.



(૮)

એજ રાગ.

કરો અંતરમે આરામ, જ્ઞાનસે ગ્રંથી ગળી.—ટેક.

જન્મ મરણ તન ધર્મહીજાનો, મોમે એ કછુ નાહિ;
ક્ષુધા પિપાસા પ્રાણધર્મ હે, આતમ અસંગ સદાઇ.-કરો.

શોક મોહ મન ધર્મ પીછાનો, ગ્રંથાંતરમે ગાઇ;
અહં કરતા ભાવ નહિ જ્યાં, બંધ મુકતા તાહી.-કરો.

ગ્રંથી હૃદયકી નિવર્ત હોવે, સંશય સકળ છેદાઇ;
સર્વ કર્મકી ક્ષીણતા હોવે, આતમ દરશન થાઇ.—કરો.

આતમ લાભસે લાભ સબીહે, ગોવીંદ ગીતા ગાઇ;
કૃત કૃત્યતા પ્રાપ્ત પ્રાપ્યતા, દુ:ખા અભાવ સદોઇ.—કરો.

શ્યામ પ્રભુ શ્રી ગુરૂ કૃપાતે, ગાવે ડાહ્યાભાઇ;
આતમદેવ સબ ભૂતગુહામે, વાસુદેવ દરસાઇ.—કરો.



(૯)

(દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ—એ રાગ).

દીસે ન જગ આકાર, હે મન દીસે ન જગ આકાર.—ટેક.

સત્ય કહુ તો સદા નથી રહેતું, અસત ન દીસે લગાર—રે મન.
સત અસત ઉભયથી ન્યારૂ, છે મીથ્યા જેનો આકાર—રે મન.
મીથ્યા પ્રપંચ બ્રહ્મ સત્યહી જાનો, શ્રુતિ સ્મૃતિ નિરધાર—રે મન.
મીથ્યા જગતસ્વત: નહિ ભાસે, ભાસે અધિષ્ઠાન્ આધાર—રે મન.
અધિષ્ઠાનસે ભિન્ન નહિ સો, અધ્યસ્ત સકળ સંસાર—રે મન.
શ્યામ કૃપાતે ડાહ્યો ગાવે, ચરાચર ચેતનકા ચમકાર—રે મન.



(૧૦)

એજ રાગ.

મનવા સારી શિખામણ માન, સારી શિખામણ માન—ટેક.

સંત સદા ઉંચે સ્વરથી પુકારે, બંધન તન અભીમાન—મનવા.
મીથ્યા તનને મારૂ માનીને, પામે છે કલેશ મહાન—મનવા.

કામ ક્રોધ મદ લોભ રિપુ વસ, થયો તું જીવ અજાણ—મનવા.
સમદમ શ્રદ્ધા આદી સજીને, ધર સદ્દગુરૂ પદ ધ્યાન—મનવા.
ગુરૂ ભક્તિ ગુરૂ જ્ઞાન ગ્રહી, મારો મોહ તજો બળવાન—મનવા.
ડાહ્યો કહે ગુરૂ શ્યામ કૃપાથી, તજ ભવ ભજ ભગવાન—મનવા.



(૧૧)

એજ રાગ.

અમૃત પાન કરો, પ્રતિદિન અમૃત પાન કરો.—ટેક
બાહ્ય વિષયથી વૃત્તિને વારી, પ્રત્યક અભિન્ન ધરો.—પ્રતિદિન.
સત્ચીદાનંદ સ્વરૂપ સ્વયં નીજ, દુરમતી દુઃખ હરો.--પ્રતિદિન.
બ્રહ્માનંદ આનંદ અખંડીત, વામે નિમગ્ન રહો.— ,,
સહેજાવસ્થા સદા સુખકારી, દેહાતમ બુદ્ધિ હરો.— ,,
જીવન્મુક્ત અહં ભાવ ટળ્યો જીન, વિદેહ મોક્ષ ખરો.— ,,
ડાહ્યો કહે દુઃખ દ્વૈતમતિમાં, અદ્વૈત અમૃત ઝરો.— ,,



(૧૨)

આવ મોરે પંડીત જ્ઞાન વિચારી,
તમે રે ગાગરીયાને ઉપર પણીયારી.—એ રાગ.

માનવી તનકી કીમત નહિ જાણી, વિષય ભોગમે મોહિત પ્રાણી-ટેક
નિદ્રા ભય ભોગ પશુ હી સમાને, જ્ઞાન અધિકતા તે માનવ જાણું.-
બાહ્ય વિષયમે નહિ સુખ પાવે, જયો બાલક અપનો પગ ધાવે.-,,

વિષય ભોગ સો રોગ હી જાણો, જ્યું ભોગે ત્યું દુઃખ હી માનો.-,,
યા તે લહો વૈરાગ્ય હી શ્યાણે, સાધન જ્ઞાન કો સંત વખાણે.-,,
જ્ઞાન વિના મુક્તિ કોઇ ભેટે, મૃગચર્મસે આકાશ લપેટે.-માનવી.
દ્વિતીહ્રય ભય શ્રુતિ પુકારે, મોહમયી નગરીમે સુને કોન પ્યારે.-,,
ડાહ્યો રે અપનો મન સમજાવે, રહો નીજ ઘરમે સુખહી પાવે.-,,



(13)

રાગ એજ.

બ્રહ્મરસ પીવે વીરલા જ્ઞાની, શાન્તિ જાકી અક્ષય સુખ ખાની-ટેક
કામ ન ક્રોધ ન લોભ ન જાકે, મોહ નહિ મદ મત્સર તાકે.-બ્રહ્મ.
વિદ્યાવંત અરૂ મૂઢ અજ્ઞાની, સમતા લહે નીજ રૂપ પીછાની.-,,

સત્વ રજો તમ તીનો ભાઈ, આપત તોયે ચલે નહિ રાઇ.—,,
ઉદાસીન વત વીચરે ભાઇ, અડોલ વૃતી ડોલે નહિ કયાંઇ.—,,

સુખ દુઃખમેં મન સમતા માને, સમ કાંચન ધુળી પથ્થર જાને.—,,
માન અપમાન સદા સમ જા કે, મિત્ર અરિ સમ દ્વેષ ન વાકે.-,,

શ્યામ કૃપા તેં ડાહ્યો ગાવે, ઉર ધરે નર શાન્તિ પાવે.—બ્રહ્મ.



(14)

પ્રભાત.

બ્રહ્મ પાંખડથી રામ રીઝે નહિ. રીઝની રીત તે પ્રીત જાણો;
તીલક છાપા કરે તાપતો નવ ટળે, થાપ ઉથાપનું એલ થાણો-ટેક.

સદ્ગુરૂ સંતને સેવ સદ્ભાવથી, રામને રીઝવા ટેવ સાચી;
મૂક્તિનો પંથ એ કહ્યો સૌ ગ્રંથમાં, તે વીના આન તે કરની કાચી.-

સદ્ગુરૂ સંત છે રૂપ ભગવંતનું, રખે બીજાભાવ કોઇ મન આણો;
તર્કદ્રષ્ટી તજી પ્રેમ ભાવે ભજો, પરમ પ્રસાદથી મૂક્તિ માનો-

સંત સેવ્યા વીના આન ઓ વાટ છે, ભવ અટવી ભમે સ્થાન નાવે;
શ્યામસદ્ભાવથી સેવીયે સદ્ગુરૂ, સધ્ય સો ધામ તેઓજ આવે-



(૧૫)

પ્રભાત.

એક અદ્વૈત સ્વ આત્મા અવગમે, પરમ પ્રેમાસ્પદ તેજ પામે;
શોક સઘળો શમે કર્મકો નવદમે, જન્મનું બીજ કેદી જામે—ટેક.

વેદ વેદાન્તનું સાર સમજ્યા વીના, જીવને શીવનો ભેદ ભાખ્યુ;
તેજ દૂર મેવ દુર્ભાગ્યા મહાહીન છે, જાણવો દેવ પશુ શ્રુતી શાખે-

સદ્ગુરૂ સંતથી વસે જે વેગળા, સાર સિદ્ધાંત રસ કેમ ચાખે;
દ્વૈત દ્રષ્ટિવરી ખાણ ચારો ફીરે, ભોગવે કષ્ટ બહુ અજ્ઞાન પાખે-

જ્યાં લગી દ્વૈતનું ભાન મતિમાં રહે, ત્યાં લગી ભય અવશ્યજ થાયે;
ભેટ ટળ્યા વિના ખેદ ખૂટે નહિ, શ્રુતિ સ્મૃતિ એમ ગાયે-

સ્વયં સાધ્યા વિના કોટી સાધન કરે, અંડ ફોડીને પાર જાયે;
શ્યામ સંસારનું અંત આવે નહિ, વિના ગુરૂ જ્ઞાન નહિકો સહાયે-



(૧૬)

રાગ ગરબી.

નિરંજન નાથ નિરંતર ભજીયે રે, બીજાભાવ હૃદયથી તજીએ-ટેક.
આવો ઉત્તમ અવસર આવ્યો રે, તે તો શુર ગણુ ને મન લ્હાવ્યો રે;
બતસુકૃત શબ્દ સુણાવ્યો ... .... .... નિરંજન નાથ.
શુભ કૃત્ય નીત્યાદીક કરીયે રે, ફળ આશા સકળ પરહરીયે રે:
હૃદયે ધ્યાન હરિતણું ધરીએ... .... ... નિરંજન નાથ.
હરિકૃપયા જીજ્ઞાસા જાગે રે, તેથા મોક્ષ પદારથ માગે રે;
સાધુ સંગે સદા અનુરાગે ... ... ... નિરંજન નાથ.
સાધુ સંગે વિવેક વીકાસે રે, નિત્ય અનિત્ય યથારથ ભાસે રે,
માત્રા સ્પર્શજ ધન્ય હોસે ... ... ... નિરંજન નાથ.
સંપતિ પટક સમાદિ સારી રે, મોક્ષ કામ સમેત સુધારી રે,
તત્ત્વ બોધ તણો અધીકારી... .... ... નિરંજન નાથ.
શ્રી સદ્ગુરૂ શરણે જન જાવે રે, ગુરૂ લક્ષ યથાર્થ લખાવે રે;
સંશય શોક સમૂળ નસાવે ... ... .... નિરંજન નાથ.
શબ્દે પરે કુશળ ગુરૂ કહીયે રે, તેથી જ્ઞાન વિમળતો ગ્રહીયે રે;
માનસ દોષ સર્વથા દહીયે ... ... ... નિરંજન નાથ.
ગુરૂ તત્વમસી તી ઉચારે રે, તેનું અર્થ અખંડ વિચારે રે,
વાચ્ય અંશ વિરોધી નિવારે..... ... ... નિરંજન નાથ.
યાવત્ વાકય અર્થ ન વિકાસે રે સંશય યદિ વાપિ પર્યય ભાસે રે.
તાવત્ શ્રવણ મનન નિદીધ્યાસે ... ... નિરંજન નાથ.

સાક્ષાત્કાર થયું હૃદે જ્યારે રે, શેષ કૃત્ય રહ્યું નહિ ત્યારે રે,
યથા સ્વચ્છ તથૈવ વિહારે.... ... ... નિરંજન નાથ.

બાળ બોધ અનુક્રમ આખ્યો રે, સૂત્ર પ્રાય અર્થ યહ રાખ્યો રે,
શ્યામ શ્રીરં ગુરૂ મુખ ભાખ્યો.... ... ... નિરંજન નાથ.



(૧૭)

ટોડી રાગમાં કાફી.

મનુજા સાર અસાર વિચાર—ટેક

સારાસાર વિચાર ન મનમુખ, ગુરૂમુખ કર નિર્ધાર-મનુજા.

હોય સાર ધરિયે દીલ ભીતર, કર અસાર પરિહાર;
હે સુખ સાર કરો તત્સાધન, કારણ દુઃખ નિવાર-મનુજા.

સુખમપિ દ્વેધા યમ નચિકેતા, શ્રેય પ્રેય ઉપધાર;
ભિન્ન વિષય સાધન ફળ ન્યારે ભિન્ન ભિન્ન અધિકાર-મનુજા.

દ્રષ્ટાદ્રષ્ટ વિષય સુખ સાધન, પ્રેય અર્થ અવધાર;
અપરિચ્છિન્ન આનંદ સસાધન, શ્રેય સમુજ શ્રુતિસાર-મનુજા.

પ્રેયો વાંછતિ મંદ મનીષો, યોગ ક્ષેમ ધીધાર;
શ્રેયો વાંછતિ ધી ધન ધીરો, લોક પરિક્ષણ કાર-મનુજા.

વિષયાનંદ નકલ મુનિ માનત, મુક્તિક અસલ ઉદાર;
નકલાનંદ પ્રતિબિમ્બ અસલ સુખ બિમ્બ ભૂત-અવિકાર-મનુજા.

નકલાનંદા રાગિણી રાગી, અસલ વિરાગીણી પ્યાર,
નકલાનંદ પ્રેમી રોવેંગે, અસલ કુશલ હસનાર—મનુજા.

નકલાનંદ નશાત ક્ષણ ક્ષણમેં, અક્ષય અસલ અપાર;
અસલાનંદી વિરલા યોગી, નકલ નિખિલ સંસાર—મનુજા.

અસલ ન આયો અકલ નકલમેં, કીનો પ્યાર ગંવાર;
અસલ નકલ દોનુ કર સરકે, ખબર વિના મુખ છાર—મનુજા.

નકલાનંદી નાક નરકચર, અસલ અચલ રહનાર;
અસલાનંદ સિંધુકર બિંદુ, પસર્યો લોક મજાર—મનુજા.

માનવ દેહ અસલ અધિકાર, પાયો પદ ધિક્કાર,
સંકટમે જાકો મન તારે, શંકરમે નહિ ખાર—મનુજા.

શંકર કરૂણા બીન નહિ ઉતરે, વિષય પ્રેમ વિષ ભાર;
અસલાનંદ સ્વરૂપ સદા શિવ, જ્ઞાના નંદા ગાર—મનુજા.



(૧૮)

રાગ ગરબી.

એક છે એક છે એક છે રે, સર્વ ભુતોમાં આત્મા એક છે;
મન કલ્પના માત્ર અનેક છે રે, સર્વ ભુતોમાં આત્મા એક છે—ટેક.
દૈવી માયા ઉપાધિ યોગે, ભ્રાન્તે ભાસિયું અનેક છે —સર્વ.
અસ્તિ ભાતિ પ્રિય સિંધુ મજારી, નામ રૂપ લહરી અનેક છે રે—સર્વ

આદાવંતે હેમ મૃદ્દારૂ સુતર, કાર્યા કાર અનેક છે રે–સર્વ.
અયસિ શસ્ત્ર પીતલમાં પાત્રો, ખાંડ રમકડા અનેક છે રે–સર્વ.

રજ્જુ ભુજંગમ શીસરૂપું, એમ ભવ ભાવ અનેક છે રે–સર્વ.
સવિતા આકાશે એક પ્રકાશે, જલ પ્રતિબિમ્બ અનેક છે રે–સર્વ.

એક ગગન ઘટમઠાદિ યોગે, ભાસે ભેદ અનેક છે રે–સર્વ.
અધિષ્ઠાન ઇશ્વરની સત્તા, તેમાં ભાન અનેક છે રે–સર્વ.

બીજું જુવે તે બીજ બીજાનું, એ જ્ઞાનીની ટેક છે રે-સર્વ.
ઉપદેશાર્થે સકલ કલ્પના, વાસ્તવ એક ન અનેક છે રે–સર્વ.

જડ ચેતન વા બ્રહ્મને માયા, સ્વાપ્નિક સર્વ વિવેક છે રે–સર્વ.
ચીત્છકિતમય ભારે ભુજંગી, મુખમાં માનસ ભેક છે રે–સર્વ.

ભુતોમાં આત્મ ભૂતો આત્મમાં, અન્વયને વ્યતિરેક છે રે–સર્વ.
જ્ઞાનાનંદ અનુવભ તરૂ બાલક, ગુરૂ વચનોદક એક છે રે–સર્વ.



# ભાગ ત્રીજો.



## શ્રી શામ ભગવાનનો લઘુ શામ સુબોધઃ

श्लोकाः

यावदायुस्त्रयो वन्द्या
वेदांतो गुरुरीश्वरः ॥
आदौ ज्ञान प्रसिध्यर्थं
कृतघ्नत्वापनुत्तये ॥१॥

तावद्गर्जंति शास्त्राणि
जम्बुका विपिने यथा ॥
न गर्जंति महाशक्ति-
र्यावद्वेदान्त केसरी ॥२॥

वेदान्तार्थविचारेण
जायते ज्ञानमुत्तमम् ॥
तेनात्यंतिकसंसार-
दुःखनाशो भवत्यनु ॥३॥
[1]प्रमाणनखानिर्भिन्न-
महामोहमहासुरे ॥
नमस्कुर्मो नृसिंहाय
स्वप्रकाशचिदात्मने ॥४॥
एकमेवाक्षरं यस्तु
गुरुः शिष्यान्प्रबोधयेत् ॥
पृथिव्यां नास्ति तद्द्रव्य
यद्दत्वा चानृणी भवेत् ॥५॥

---

१ प्रमाण रूप नखों करके विदारित कियाँ है महामोह ( अज्ञान ) रूप हिरण्यकसिपु जिसने.

हरे रुष्टे गुरुस्त्राता
गुरौ रुष्टे न कश्चन ॥
सर्वस्मादधिकं तस्माद्
गुरुं यत्नेन पूजयेत् ॥६॥

तोटक छंदः

गुरु [1]विग्रह को नितध्यान धरुं ।
प्रणिधाय [2]निकाय प्रणाम करुं ॥
अपनो जन जान अकाम किये ।
सब संशयशोक शमायदिये ॥७॥
गुरुके सम आन उदार नहीं ।
परि शोधन कीन त्रिलोक महीं ॥
शरनागत आगत जन्त जबी ।
अनयास सरे सब काज तबी ॥८॥

१ मूर्ति. २ आठ अंगोका समूह.

गुरुकेपदपंकज जा रति ।
सरजेशुभ शाधन तासमति ॥
श्रुंति संमतबोध प्रकाशकरे ।
भ्रमजाल विशाल समूल मरे ॥९॥

गुरुदेवकियो उपकार यथा ।
मुख तें कही जातनतास कथा ॥
अजआव लगी करूँ सेवजबी ।
तदपि प्रतिकार न होत कबी ॥१०॥

गुरुके यश शेष महेश कहे ।
निगमागम जास न अंत लहे ॥
समता उपमा नाहि जात भनी ।
नभसागर ज्यों उपमा अपनी ॥११॥

कुंडलियो

आतम तत्त्वादेशप्रद हियतम हारक हंस।
निगमागमानित गावहीं पावनजास प्रशंस॥
पावनजास प्रशंस ज्ञानाविज्ञान उजागर।
शरनहरन भवखेद सदा निजसुखकेसागर॥
सामकरतपरनाम हरनभवभरमअनातम।
धन्यधन्यगुरुदेव दियो आदेश निजा-
तम ॥१२॥

दोहा

गंग हरत हे पापकूं तापशशी करछीन॥
कल्पद्रुम हरदीनता संतहरे येतीन॥१३॥
संतगंगतें निर्मला शीतलशशितें जान॥
कल्पद्रुमतें सुखद अति भाषेवेदपुराण १४

ई ॥मिलावैसंतकूं संतामेल वै श ॥
यातें एक स्व रूपहे संतसो जगदार. १५

सहजहिसंतसमाजमें आनंदहोत उद्योत॥
बिनुसज्जन संसारमें जनम जनम ज्ञन-
रोत ॥१६॥

सज्जनपरम उदारअति देतसदावृतदोइ ॥
अभिमतदृष्ट अदृष्टफल वेदाविदित नहि
गोइ ॥१७॥

सज्जन पारस प्रगटजग
परसत माति लटाय ॥
कुमाति कुधातुमिटायके
कंचन सुमाति कराय ॥१८॥

सज्जनघन नित बरषहीं अमृतरससमवेद ।।
सुनत नशे तनताप त्रय उपजे अद्भुत चैन ।
हरिगुरुसज्जन एक हैं यामें रंच न भेद ।।
समलच्छन सुखदेनसम हरौं त्रिविधभवखेद

तजि अवलंबन आनको सद्गुरुचरन उपास
ब्रह्मनिष्ठ निगमांतविद काटे विकटभव-
पाश ।।२१।।

सद्गुरुसम त्रैलोकमें नहि को सुखकी सीर।।
शरनागत जन जानके मेटत मनकी पीर।।
सद्गुरुसम त्रैलोकमें नहि को गरीबनिवाज।।
दीनदुखित लखि जंतकूं देत अभयपदराज

सद्गुरुसम त्रैलोकमें नहि ठरवेको ठाम ॥
सँशयशोक मिटायके अर्पे अविचल धाम
सद्गुरुसम त्रैलोकमें नहिको साचोमीत ॥
बिनु कारण करुणा करे शरण पाले प्रीत २५
सद्गुरुसम त्रैलोकमें नहि को रक्षक साम॥
जोर नही यमराजको सादर करे सलाम २६
काल कर्म गुणतंत्र सब
यावत तनुभृत जंत ॥
क्या करिहें परित्राण पर
आप ग्रसेत आहदंत॥२७॥
श्रीसद्गुरुवरशरण तजि गृहे आनकी ओट।
तास विना गो ना कदा कालकर्मको चोट॥

श्रीसद्गुरुवरशरणताजि करे अवरकरआश।
तरुशाखाताजि आंम[1] फल निश्चय पावें नाश ॥२९॥

श्रीसद्गुरुवरशरणताजि करेयतनशतकोइ।
कदाकुशलता ना लहे अधिक आपदा होइ

श्रीसद्गुरुवरशरणाबिनु प्रबल प्रवाहीजंत ॥
पंचपरव[2]के पूरमें डूबतनाहिनिकसंत॥३१॥

२. ष्कसारितके पूरमें बहेजातजडजंत ॥
तुरियातटपरबेठके हेर हसत हैं संत॥३२॥

मिल्योचहत परब्रह्म रहत संत सेंदूर॥
साम्रसुनयननानिमीलके देख्याचाहत सूर३३

१ अपक्व. २ तमो मोह महामोह तामास्र अंधतामास्र ये पांच पर्व.

सद्गुरुसंतस्वरूप - क यामेंभेद नकोइ ॥
श्रोत्रिय निष्ठीसंतकों गुरुपद प्रापत होइ ३४
सद्गुरुतत्त्व बताव हीं आगम निगमनिरूप
देहादिकतें भिन्नजो ब्रह्माभिन्नस्वरूप ३५

तोटक छंदः

सतचेतन जो सुखरूप सदा ।
परिपूरण एक न भेदकदा ॥
असरूप सनातन वेद कहे ।
दृढ भारतधीर न खेद रहे ॥३६॥
परमातम आतम एक रटो ।
सब शंककलंक निकंटकटो ॥
सद्देशिक सो उपदेशकरे ।
जिनतें भवशोक विमोहमरे ॥३७॥

दोहा

त-ता प्रत्यक्तातथा संस्कार अतिसार ॥
-िर्मलता तजानिये वृत्तिब्रह्माकार ३८

अहं ब्रह्म या वृत्तिमें साक्षीअरुआभास ॥
दूजो भासतविषयह्वै साक्षीस्वयंप्रकाश ॥

असो अन्यमें अन्य हुं ऐसीजासप्रतीत ।
-ोनाहे जानत तत्त्व- देवपर श्रुतिगीत॥

प्रत्यक्तत्त्वपरेशमें अंतर नहीं लगार ॥
विमलाशयमेंदर्शहीं वस्तुविमलआकार ॥

ईश्वर जीवकलाकरी -ोआप प्रवेश ।
भूतांतर भगवान सो अत्र न संशयले- ॥

-पतंआत्मा -र्वगत यत्साक्षादपरोक्ष ॥

निगमाश्रयजानेबिनाभाषेतासपरोक्ष ४३

ईशावास्य अशेष जग अंतर्यामी इष्ट ॥
विष्णुव्यापन शीलते किंवा सर्व गविष्ट ॥

नारायण नरनारमें कियोअयन अनयास।
रमेरमाने राम सो वासुदेव सबवास॥४५॥

ब्रह्मैवाहं हरहरि तत्त्वं सोहं नाम ॥
शाश्वत शिव आनंदघन केवल तारक
राम ॥४६॥

एवमादिश्रुतिवचनगण जो स्मरतनरानेच
हरतिहादैत मतासहरि उदितयथा आदित्य

रथोद्धता छंद

जातिनीतिकुलगोत्रदूरगं ।
नामरूपगुणदोषवर्जितम् ॥

देहगलित्रिपयातिनर्तिय-
यद्ब्रह्मतत्त्वमसिभावयात्मनि ॥४८॥

तोटक छंद

गुण जाति सँबंधविकाराजिते ।
सबधर्म अनातमनाँहितिते ॥
परमातममें नाहि दोषकद ।
गतमाय अकाय अरूपसदा ॥४९॥
जन तेंजनको असजानपरे ।
तब भौतिकभावसुभावटरे ॥
सरवांतरआतम एकलहे ।
तिनकों परिशेष नकाजरहे ॥५०॥

सोरठा

अंतर अथवाबार वैरी नाहिको विश्वमें ।
दीनोंम्लउखार अहंकार-रागादिरिपु ५१

दोहा

ब्रह्मात्मैक्यप्रबोधतें चिज्ज संशय कर्म ।
नशैं ग्रंथित्रय मोहभव पावे पूरण [1]शर्म ॥

अंत जानअजानको ग्रंथिविभेदनिदान ।
लौकिक वैदिक कर्ममें दोसेदे नसमानं ॥

नहि ज्ञानकी गांठडी नवा चातुरी चोज ।
मनको [2]कलना मारनी यहिअनुभवको
ओज ॥

अजर अमर अज अभय विभु निर्वि-
कल्प गतशोक ॥
निगमागमपत दुःखतें रहिततथाअवलोक

---

१ पूर्णानंदको पावे हैं. २ संकल्पसे रहित होना.

नित्यंप्राप्तनिवृत्तको आपणमोचन ज्ञान ।
मोहमात्रप्रतिबन्धको साधनकर्मनजान ॥

वस्तु अप्राप्तनिवार्यको साधनकर्मद बोध ।
नाकनरक ऐसें खलु वदतवेदअविरोध ॥
केवलकों कैवल्यवा कलितकोंकेवल्य ।
ग्राहक गोऽसौमोक्षको कुंठितकविकौशल्य

क्याकेवलमें कलना जारजल्पनाजूठ ।
केवलमें कलन न करत मारत नभमें मूठ ॥
निर्विकल्पनिर्वाणपद विकलपविश्वविलास
सारसकलवासिष्ठके शुकमुनिकेनसमास
पूरणतत्त्वप्रबोधतें कलनामात्रप्रशांति ।
विनभ्रशांतिसुखदा लहे काचमणेरिवकांति ॥

हृदयाम्बरगत बोधरवि जबलग उद॰
नपाय ।
मोहनिशा में मार॰ख सुखधन लेत चुराय॥
अहमाकाराआत्मधीर्या चात्मीयममेति ।
[1]अर्थशून्यमति॰गलयादि साहिआत्मज्ञ-
तदेति ॥

मन॰ तबलग उडे विषयवासनामांहि।
ज्ञानबाजकी झपटमें ज॰ लगआयो नांहि॥

साम॰ समा॰तिभव सदा मिथ्याआशनिरास
अक्षयसुख-निर्मग्नमन नशे विष॰ अध्या॰

सं॰ तब्रह्माभ्यासतें मल वि॰ेपा॰दनाश ।
ज्ञानदार्ढ्यानिर्वासना जीवन्मुक्ति॰ प्रकाश ॥

---

१ चिज्जड तदात्माध्यासरूप अर्थसें रहित.

सामसमाहित सो सुखी अपर सर्व [1]विपरीत
इतर इतर धी धारके करत कालव्यतीत

निजअनुभूतसोषुप्तसुख [2]परमप्रेम अनुमान
एष अस्य इति वेदगी आत्मानंद बखान

अंतरकरेनकल्पना मुखे न बोले बोल ।
एषावस्थाउन्मुनि अंतःकरण अडोल ॥

सामसमाहित सहजहीं राजयोगकी रीत ।
सहजसमाधि विहारके गावे [illegible] गीत॥

अर्धनिमीलितअक्षिमें सुखअनुभवकासंग
प्रा[illegible]चय तत्र प्रवीणको क्या अव[illegible]के अंध

---

१ दुःखी.

२ एषोऽस्य परमआनंदः यह श्रुतिवचन भी आत्मस्वरूप आनंद कोंही दिखावे है.

**श्लोकाः**

दुर्लभो विषयत्यागो
दुर्लभं तत्त्वदर्शनम् ।
दुर्लभा सहजावस्था
सद्गुरोः करुणां विना ॥

आश्चर्यमद्य मम भाति कथं द्वितीयं ।
नित्ये [1] निरस्तनिखिलाशिवाचित्प्रकाशे ॥
आसीत्तिरोति किमिमाः श्रुतयो न पूर्वं ।
येन द्वितीयमभवत्तिमिरप्रसूतम् ॥

त्वत्पादपंकजसमाश्रयणं विना मे ।
सन्नप्यसन्निव परः पुरुषः पुरासीत् ॥

---

१ नित्यनिवृत्त है असज्जड दुःखरूप प्रपंच जिसमें ऐसे नित्य स्वप्रकाश अद्वैत वस्तुमें यह तिमिरसें प्रसूत द्वैत कैसें रहा होगा, क्या ये वेद पहिलेनहि रहे.

त्वत्पादपद्म[illegible]गलाश्रयणादिदानीं ।
नासीन्न चास्ति न भावे[illegible]ति भेद[illegible]द्धि॥

परामृष्टोसि लब्धोसि
प्रोपितोसि चिरं मया ।
इदानीं त्वामहं प्राप्तो
न [illegible]जामि कदाचन ॥

त्वां विना निःस्व[illegible]पोहं
मां विना त्वं कथं स्थितः।
दिष्ट्येदानीं मया लब्धो
योसि सोसि नमोस्तुते ॥७६

इति श्रीपद्यरत्नावल्यां लघुसामसुबोधनं संपूर्णम्



ગરબી.

વાર છે વાર છે વાર છે રે, બ્રહ્મ જ્ઞાની બનસ પણ વાર છે રે;
નિગમ ગોચર પાર છે રે, બ્રહ્મ જ્ઞાની બનસ પણ વાર છે રે-ટેક.
મનમુખતેં ચાર પુસ્તક વાંચ્યા, સમુજયો ન ગુરૂ ગમ સાર છે રે-બ્ર.
ભણ્યો ભલે તું ચારે અઢારે, ષટત્રય બીજા ચાર છે રે-,,
જ્ઞાની બની જગમાહિં પૂજાવે, લીધો સકળ શિર ભાર છે રે-,,
જ્ઞાની દૈવી સંપદ ધારી, તારો આસુર આચાર છે રે-,,
જ્ઞાની જનો પ્રભુ પદના પ્રેમી, તુજને પ્યારી નાર છે રે-,,
જ્ઞાની જનોનો આશય ઉંડો, તાહેરો તુચ્છ વિચાર છે રે-,,
જ્ઞાનીજનો નિષ્કામી છે રે, તાહેરા મનમાં માર છે રે-,,
જ્ઞાનીજનોની સહુમાં સમતા, તારો વિષમ વ્યવહાર છે રે-,,
ઉદાસીનવત વર્તે જ્ઞાની, તારી આસક્તિ અપાર છે રે-,,
જ્ઞાનીજનોની અમૃતવાણી. તારાં વચન વિષધાર છે રે-,,
જ્ઞાનીજનોની નિશ્ચય પ્રજ્ઞા, તારી હીંડોલાકાર છે રે-,,
જ્ઞાની ગંગાજલ નિર્મળ છે, તારૂં મલીન જંગાર છે રે-,,
યોગી બ્રહ્મ સુધારસ ભોગી, તુને વિષય વલગાર છે રે-,,
વૈરાગ્યો પરમાલય જ્ઞાની, તુને વ્હાલો શૃંગાર છે રે-,,
બ્રહ્મવાદ કહેવું સુખાલું, રહેણી ખડગની ધાર છે રે-,,
સુખ દુઃખ સમતા મોહન મમતા, નિસ્પૃહ નિરહંકાર છે રે-,,
અંતર્મુખ સુખ અંતરજ્યોતિ, અંતર ચિત્ત વિહાર છે રે-,,
આત્મનિરત આત્મનિ પરિતૃપ્તિ, આત્મા તોષાગાર છે રે-,,
ગુરૂકરૂણા પર વિદ્યા જાગે, લાગે ન વાર લગાર છે રે-,,
જ્ઞાનાનંદ યશોદાનંદન પદ સદ્ગુરૂ આધાર છે રે-,,

પદ દક્ષિણી ચાલમે.

વેદ વચન કરવિંદ રે, ભાસે બ્રહ્માનંદ—ટેક.

શ્રી હરિ સદ્દગુરૂ પદ રજ યોગી, ફુલ્લહૃદય અરવિંદ રે-ભાસે.
તત્વમસિ કર કસિ સબ સંશય, બંધન વિકટ કટંદ રે-ભાસે.
બ્રહ્મૈ વેદં નેહુ નાનેતિ, જગ મિથ્યા દરશંદ રે-ભાસે.
યત્સાક્ષાદપરોક્ષં શ્રૂતે, પ્રત્યગ્રૂપ બૃહંદ રે.... ... ... ...ભાસે.
એપત્ર આત્મા સર્વાંતરસો, પુરણપિંડ બ્રહ્માંડ રે-ભાસે.
શોધિ પદાર્થ વાકયાર્થ વિચારી, સોહમ બ્રહ્મ અખંડ રે-ભાસે.
માનસ હંસ સુમૌકિતક પાવત, ભાવત નહિ દુર્ગંધ રે-ભાસે.
વિષય વિરાગ સ્વરૂપાભ્યાસે, લય વિક્ષેપ ગમંદ રે-ભાસે.
નિત્યાભ્યાસી વિશ્વે ઉદાસી, હરિ પદ પંકજ મિલંદ રે-ભાસે
ધ્યાનાભાસ અહં વિસરાવે, શેષ રહે સુખસિંધ રે-ભાસે.
ભોગી જનોકી પૂર્ણ નિશામે, યોગી જન જાગંદ રે-ભાસે
ચિત્ત પ્રણાશ વાસનત્રય વામી, તત્વાભ્યાસ મિલંદ રે-ભાસે

લોકાલોક ન લોક શકત મન, અધબિચમે લટકંદ રે-ભાસે.
મનમૂષક પારદરસ પીના, પંગુ ચલન ગતિ મંદ રે-ભાસે
મન માખી મધુ ચાખન ચાલી, દાનો પક્ષ ભિગંદ રે-ભાસે.
દીપ નિવાતસમં મુની માનસ, શાંત વિકલ્પ ભવંદ રે-ભાસે.

ષોડશકલધર. પૂર્ણ પ્રકાશે, અમૃતસર મનચંદ રે-ભાસે.
જ્ઞાનસુધાં બુધિવાચ વિલાની, મૂક મુનીશ્વર હંદ રે-ભાસ

૫૬.

સર્વ સુખોનો કંદ રે, ભાસે બ્રહ્માનંદ—ટેક.

જેના બિંદુ સ્ફુરે ભુવનોમાં, સત્યજ્ઞાન સુખ સિંધ રે-ભાસે.
સત્તા આગમાં સચ્ચિજ્જગમાં, શાંતમતે ત્રિપુરંદ રે-ભાસે.
વાંછિત વસ્તુ મલે તે વારે, અંતર્મુખ મનરિંદ રે-ભાસે.
લોક તજી પરલોક પધારે, સુપ્તિ વિહીત જનવૃંદ રે-ભાસે.
અર્થ તજી અર્થાંતર જાતા, મધ્યમનો નિસ્પંદ રે-ભાસે.
ઉઠી તરંગ શમે અનહદમાં, સોહંહીન મુકુંદ રે-ભાસે.
નિદ્રારંભે જાગરણાંતે, સ્ફુરણા થાતા બંદ રે-ભાસે.
નિદ્રાદ્યાંતે જાગરણાદો, મન ન બહિઃ પ્રસરંદ રે-ભાસે.
જ્ઞાતાજ્ઞાત પ્રકાશક સાક્ષી, સાક્ષી સ્વયં દરશંદ રે-ભાસે.
જ્ઞાતાજ્ઞાત ઉપેક્ષણ કર્તા, સાક્ષીમાન ખુલંદ રે-ભાસે.
કામ ક્રોધનો વેગ સહારે, યોગી જન મન શંદ રે-ભાસે.
રાગ દ્વેષ અનાદર થાતાં, ઔદાસીન્ય સુછંદ રે-ભાસે.
સ્વાત્મનિરત પરિતૃપ્તિ પ્રતોષી, કૃત્ય ન શેષ સૂંદ રે-ભાસે.
શૂન્ય શિખર ચોથી હદ છોડી, પંચમ પદ યોગીંદ રે-ભાસે.
ગોધીગમ્ય ન રમ્ય વિચારે, રમ્ય કરણ ઉપશંદ રે-ભાસે.
યત્ર ન બીજ વિકલ્પ નિધાનં, ગીર્ધર પર ગોવિંદ રે-ભાસે.
પ્રત્યગ્યોગ પરાક્પ્રતિયોગી, સો સદ્ગુરૂ સર્પંદ રે-ભાસે.
જ્ઞાનાનંદ પ્રતિબંધ હરણહર, હરિ ગુરૂ પદ અરવિંદ રે-ભાસે.

# ભાગ ચોથો.



## તત્વ જ્ઞાન.



यस्य बोधोदये तावत्स्वप्नवद्भवति भ्रम।
तस्मै सुखैक रूपाय नमः शांताय तेजसे॥

અર્થ:—જે આત્મ સ્વરૂપના જ્ઞાન માત્રથી આ પ્રત્યક્ષ સંસાર સ્વપ્નની પેઠે મીથ્યા ભાસે છે તે સુખરૂપ પ્રકાશમાન શાન્ત અર્થાત નીર્વીકલ્પ સ્વરૂપ આત્માને નમસ્કાર છે.

દોહરો.

અસ્તી ભાતી પ્રીય આત્મા બ્રહ્મ સચ્ચીદાનંદ,
તાતે એક સ્વરૂપ હે ભેદ લખે મતિ મંદ.

અર્થ:—અસ્તી એટલે સત, ભાતી એટલે ચીદ, પ્રીય એટલે આનંદ, એ સત ચીદ આનંદ આત્માનું સ્વરૂપ છે અને બ્રહ્મ પણ સતચીદ્ આનંદ રૂપ છે માટે બ્રહ્મ આત્મા એકજ છે. અલ્પમતિવાલા ભેદ માને છે.

પ્રથમ તત્વ જ્ઞાનના પ્રકરણમાં ચાર અનુબંધ કથન કરવામાં આવે છે. અનુબંધ એટલે (૧) અધિકારી, (૨) વિષય, (૩)

સબંધ અને (૪) પ્રયોજન. એ ચાર અનુબંધ કહેવાય છે. અર્થાત આ તત્વજ્ઞાનના પ્રકરણનો અધિકારી કોણ? અને આ તત્વજ્ઞાનના પ્રકરણનો વિષય શું છે? અને આ તત્વજ્ઞાનના પ્રકરણનો સબંધ શું છે? અને આ તત્વજ્ઞાનના પ્રકરણનું પ્રયોજન શું છે? એવી રીતે અધીકારી આદી ચતુષ્ટ અનુબંધનું જ્ઞાન જીજ્ઞાસુને તત્વજ્ઞાનના પ્રકરણમાં પ્રવૃતીનું કારણ છે. માટે એને અનુબંધ કહે છે.

શિષ્ય—તત્વજ્ઞાનનો અધિકારી કોને કહેવો?

ગુરૂ—જેના અંતઃકરણનો મળદોષ નિષ્કામ કર્મ વડે અને વિક્ષેપ દોષ ભકિત વડે નિવૃત થયો છે અને જેને પોતાના સ્વરૂપનું અજ્ઞાન છે અને વિવેકાદી ચાર સાધન સંપન્ન છે તે આ તત્વજ્ઞાનનો અધિકારી છે.

શિષ્ય—આ તત્વજ્ઞાનનો અધિકારી ચાર સાધન સંપન્ન આપ કહો છો તો તે ચાર સાધન કયા છે તે આપ કૃપા કરીને કહો.

ગુરૂ—વિવેક, વૈરાગ્ય, ષટસંપતિ, મુમુક્ષતા એ ચાર સાધન કહેવાય.

શિષ્ય—વિવેક કોને કહેવો.

ગુરૂ—આત્મા અવિનાશી છે અને અનાત્મા દેહાદીક પ્રપંચ વિનાશી છે એવું જે જ્ઞાન તે વિવેક કહેવાય.

શિષ્ય—વૈરાગ્ય કોને કહેવો.

ગુરૂ—આ લોકથી લઈને બ્રહ્મલોક પર્યંતના વિષયભોગની ઇચ્છાનો ત્યાગ તે વૈરાગ્ય કહેવાય.

શિષ્ય—ષટ સંપતિ કોને કહેવી.

ગુરૂ—શમ, દમ, ઉપરતી, તિતીક્ષા, શ્રધા, સમાધાન, એ ષટ સંપતિ કહેવાય.

શિષ્ય—શમ એટલે શું.

ગુરૂ—મનને વિષયોથી રોકવું તે. (વિષય વાસનાનો ત્યાગ.)

શિષ્ય—દમ એટલે શું.

ગુરૂ—ઇંદ્રિયોને વિષયોથી રોકવી તે. (બાહ્ય ઇંદ્રિયોનો નીગ્રહ.)

શિષ્ય—ઉપરતી એટલે શું.

ગુરૂ—ચિત્તની વૃતી વિષયોની વાસનાથી નિર્મૂળ કરવી તે.

શિષ્ય—તિતીક્ષા એટલે શું.

ગુરૂ—શિતોષ્ણાદી દ્વંદ ધર્મોને સહન કરવા તે. ટાઢ તડકો, ભુખ તરસ વીગેરે.

શિષ્ય—શ્રધા એટલે શું.

ગુરૂ—શાસ્ત્રો વેદ તથા ગુરૂના વાકયોમાં વિશ્વાસ.

શિષ્ય—સમાધાન એટલે શું.

ગુરૂ—લક્ષ્યાર્થ રૂપ જે બ્રહ્મ આત્માનું સ્વરૂપ તે સમજવામાં ચિત્તની એકાગ્રતા.

શિષ્ય—મુમુક્ષુતા એટલે શું.

ગુરૂ—બ્રહ્મની પ્રાપ્તિ અને બંધનની નીવૃતિ રૂપ જે મોક્ષ તેની ઇચ્છા તે મુમુક્ષુતા કહેવાય.

ગુરૂ—ઉપર કથન કરી આવ્યા જે વિવેકાદી ચાર સાધન તે ચાર સાધન સંપન્ન અને જેના ચિત્તનો મળ દોષ અને વિક્ષેપ દોષ નીવૃત થયો છે અને પોતાનાં સ્વરૂપનું જેને અજ્ઞાન છે તે તત્વજ્ઞાનનો અધિકારી કહેવાય.

શિષ્ય—વિષય એટલે શું.

ગુરૂ—તત્વજ્ઞાનના પ્રકરણે કરીને જે જીવ અને બ્રહ્મની એકતાનું પ્રતિપાદન કરવામાં આવે છે તે વિષય કહેવાય.

શિષ્ય—સંબંધ એટલે શું.

ગુરૂ—તત્વજ્ઞાનના પ્રકરણનો અને બ્રહ્માત્માનો પ્રતિપાદક અને પ્રતિપાદયભાવ સબંધ છે. અર્થાત તત્વજ્ઞાનનું પ્રકરણ બ્રહ્મ આત્માના સ્વરૂપને પ્રતિપાદન કરે છે માટે પ્રતિપાદક કહેવાય. અને બ્રહ્મ આત્માના સ્વરૂપનું પ્રતિપાદન થાય છે માટે બ્રહ્મ આત્માનું સ્વરૂપ પ્રતિપાદય છે. માટે ગ્રંથનો અને બ્રહ્મ આત્માના સ્વરૂપનો પ્રતિપાદક પ્રતિપાદય ભાવ સબંધ કહેવાય છે.

શિષ્ય—પ્રયોજન એટલે શું.

ગુરૂ—પરમાનંદની પ્રાપ્તી અને અનર્થની નીવૃતી તે તત્વ-
જ્ઞાનના પ્રકરણનું પ્રયોજન કહેવાય છે. આટલે સુધી
તત્વજ્ઞાનના અધિકારી આદિ ચતુષ્ટ અનુબંધનું નિરૂપણ
કર્યું તે સાંભળી.

શિષ્ય કહે છે કે-વિવેકાદી ચાર સાધન સંપન્ન જે અધિકારી છે
તેણે તત્વજ્ઞાન પ્રાપ્ત કરવા માટે શું કરવું.

ગુરૂ —શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂને શરણે જવું.

**तत्‌द्विज्ञनार्थं सद्गुरुमेवाभीगछेत समीधपाणी श्रोत्रीय ब्रह्मनीष्ठं**

સમીધ જેના હાથમાં છે એવો થઇ તે અભય અને
શીવરૂપ પદ જાણવા માટે તે શ્રોત્રીય બ્રહ્મનીષ્ઠ એવા
સદ્‌ગુરૂનેજ શરણે જવું.

અને શ્રીમદ્ ભગવત ગીતામાં પણ કહ્યું છે કે (અ. ૪ સ. ૩૪)

**तद्विद्धि प्रणीपातेनपरीप्रश्नेन सेवया।**
**उपदेक्ष्यंतांते ज्ञानं ज्ञानीनस्तत्वदर्शीनः ॥**

અર્થ:—તે જ્ઞાનને (વીદ્વાન આગળ) દંડવત પ્રણામ કરીને
પ્રશ્ન કરીને સેવા કરીને જાણ. તત્વ જાણનારા જ્ઞાનીઓ તને
જ્ઞાનનો ઉપદેશ કરશે.

ઉપર કહી આવ્યા એ પ્રમાણે ગુરૂ પાસે જઇ નમ્રતા
પૂર્વક ગુરૂની સ્તુતિ કરી પોતાના કલ્યાણ માટે શિષ્ય પશ્ન કરે છે.

શિષ્ય—બંધ કોને કહેવો, મોક્ષ કોને કહેવો અને બંધની નિવૃતી અને મોક્ષની પ્રાપ્તિનો ઉપાય કૃપા કરીને કહો.

ગુરૂ—અનાદિ કાળના અજ્ઞાનથી આ સ્થૂળ શરીર તથા સૂક્ષ્મ શરીર તથા કારણ શરીર તથા સ્થૂળ સૂક્ષ્મ કારણ શરીરના ધર્મોની જે તારા આત્મામાં પ્રતીતિ થઈ રહી છે તે બંધ કહેવાય છે. અને શાસ્ત્રમાં કહ્યું છે કે:—

अहंमेतीअयं बन्धो नाहंमेती मुक्तता

અર્થ:—આ સ્થૂલ સૂક્ષ્મ શરીર રૂપ સંઘાતજ હું છું એ સંઘાત મારો છે એવી જે પોતાના આત્મામાં પ્રતીતી એ બંધ કહેવાય અને આ સ્થૂળ સૂક્ષ્મ સંઘાત હું નથી અને મ્હારો પણ નથી એવી જે પોતાના આત્માથી સ્થૂળ સૂક્ષ્મ સંઘાતની નિવૃતી મૂક્તિ કહેવાય,

શિષ્ય—હું મારા આત્માને સ્થૂળ સૂક્ષ્મ સંઘાતથી જુદો કેવી રીતે જાણી શકું તે આપ કૃપા કરીને સમજાવો.

ગુરૂ—શાસ્ત્રમાં કહ્યું છે કે:—

पंचकोषादी योगेन्तत् तनमय इवस्थीतः।
सुधात्मा नीलवस्त्रादी योगेन स्फटीको यथा॥

અર્થ:—જેમ સ્ફટીકમણી શુદ્ધ સ્વચ્છ વર્ણનો છતાં કાળા પીળા વસ્ત્રની સમીપ મુકવાથી કાળો કે પીળો ભાસે

છે તેમ અન્નમય આદી કોષના યોગવડે અર્થાત તે કોષ સાથે આત્માની એકરૂપતા ભ્રાન્તીવડે પ્રતિત થવાથી તે કોષરૂપે સ્થીત થવા સરખો જણાય છે. માટે પાંચ કોષથી આત્માનો વિવેક કરવાથી તે આત્મા પાંચ કોષથી પ્રથક રૂપે ન્યારો છે એમ જાણવામાં આવે છે.

શિષ્ય—પાંચ કોષ કોને કહેવા.

ગુરૂ—(૧) અન્નમય કોષ, (૨) પ્રાણમય કોષ, (૩) મનોમય કોષ, (૪) વિજ્ઞાનમય કોષ, (૫) આનંદમય કોષ.

(૧) અન્નરસથી થયેલા રજ વીર્યથી ઉપજતું અને અન્નરસ વડેજ વૃદ્ધિ પામતું તથા અન્નરૂપ પૃથ્વીમાં લય પામતું સ્થૂળ શરીર તે અન્નમય કોષ કહેવાય (૨) પાંચ કર્મેન્દ્રીયો તથા પાંચ પ્રાણ મળી પ્રાણમય કોષ કહેવાય. (૩) પાંચ જ્ઞાનેન્દ્રીયો અને મન મળી, મનોમય કોષ કહેવાય. (૪) પાંચ જ્ઞાનેન્દ્રી અને બુદ્ધિ મળી વિજ્ઞાનમય કોષ કહેવાય, અને કારણ શરીર અથવા પ્રિય મોદ અને પ્રમોદ એવી ત્રણ વૃતિ સહિત અવિદ્યા તે આનંદમય કોષ કહેવાય છે, એ પાંચ કોષો સ્થૂળ સૂક્ષ્મ અને કારણ શરીરની અંતરભુત રહેલા છે. જેમ ચોખા સ્વરૂપે ધોળા તથા શુદ્ધ છે તોપણ ફોતરાવડે ઢંકાયલા હોવાથી ફોતરા રૂપજ ભાસે છે પરંતુ તેમને જેમ ખાંડી ફોતરાથી જુદા પાડે છે તેમજ પાંચ કોષની અંદર રહેલા શુધાત્માનો યુક્તિરૂપ વિચારવડે તે તે કોષથી વિદેહ કરવો.

એ યુક્તિરૂપ વિચારનું સ્વરૂપ બુદ્ધિમાનોએ કહેલું છે કે સ્વપ્નાવસ્થામાં સ્થૂળ દેહનું ભાન નથી અને આત્માનું ભાન છે. જો સુષુપ્તિમાં સ્થૂળ તથા સૂક્ષ્મ બંને શરીરનું ભાન નથી. અને સુખરૂપ આત્માનું ભાન છે. જો સુષુપ્તિમાં સુખનું ભાન ન હોય તો હું સુખે સુતો એવી જાગીને સ્મૃતી થવી ન જોઇએ. માટે સુષુપ્તિમાં સુખનું જ્ઞાન છે એ સુષુપ્તિ કાળમાં વિષય જન્યને સુખ નથી, માટે પ્રતીત થયું જે સુખ તે આત્મા સ્વરૂપ સુખ છે અને તે આત્મ સ્વરૂપજ સુખરૂપે પ્રતીત થાય છે. અને સમાધીમાં અજ્ઞાન અને આવરણ રહીત આત્મા ભાસે છે, અજ્ઞાન રૂપ કારણ શરીર ભાસતું નથી. એવી રીતે ત્રણ શરીર એક અવસ્થાને છોડી બીજી અવસ્થામાં ભાસતા નથી. અને આત્મા તો સર્વ અવસ્થામાં ભાસે છે માટે આત્માને ત્રણે શરીરથી અને ત્રણે અવસ્થાથી ભીન્ન સમજવો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

घटद्रष्टा घटाद्भिन्न सर्वथा न घटो यथा ।
देहद्रष्टा तथा देहो नाहंमत्येिवधारयेत् ॥

અર્થઃ—જેમ ઘટનો દ્રષ્ટા ઘડાથી જુદો છે પણ ઘટરૂપ નથી તેમ દેહનો દ્રષ્ટા દેહથી જુદો છે તે દેહરૂપ થઇ શકે નહીં.

શિષ્ય—મારો આત્મા ત્રણ દેહનો અને ત્રણે અવસ્થાનો દ્રષ્ટા

છે માટે જુદો છે પણ મારા આત્માના સ્વરૂપને હું જાણતો નથી માટે કૃપા કરીને કહો.

ગુરૂ—શાસ્ત્રમાં કહ્યું છે કે:—

अंतःकरण तद्वृती साक्षी चैतन्य वीग्रह ।
आनंदरूपः सत्यः सन्कीमनात्मानं प्रपद्यते ॥

અર્થ:—તું અંતઃકરણ તથા તેની વૃતીનો સાક્ષી છે. ચૈતન્ય સ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે. તથા ત્રણે અવસ્થામાં બાધ રહીત છે છતાં કેમ તું તારા સ્વરૂપને જાણતો નથી?

શિષ્ય—મારો આત્મા ત્રણે અવસ્થામાં છે માટે સત છે, ત્રણે અવસ્થાને જાણે છે માટે ચૈતન્ય છે, અને સર્વકાળ મારા આત્મામાં પરમ પ્રેમ છે માટે આનંદ-રૂપ છે, એ આપની કૃપાથી મેં જાણ્યું પણ બ્રહ્મના સ્વરૂપને હું જાણતો નથી.

ગુરૂ—વેદમાં શ્રુતિ છે કે:—

सत्यं ज्ञानमनंतं ब्रह्म

અર્થ:—બ્રહ્મ સત્ય સ્વરૂપ જ્ઞાનસ્વરૂપ છે અનંત સ્વરૂપ છે, અર્થાત દેશકાળ વસ્તુરૂપ અન્તથી રહીત છે માટે અનંત રૂપ છે.

योवैभुमातत सुखंनाल्पे सुखमस्ती

અર્થઃ—તે બ્રહ્મજ સુખરૂપ છે, બ્રહ્મથી બીજા અનાત્મ તુચ્છ પદાર્થોમાં સુખ નથી.

શિષ્ય—આપના કહેવાથી આત્મા અને બ્રહ્મ બંને એકજ છે એમ સિદ્ધ થાય છે. કેમકે બંનેના લક્ષણ એકજ છે આપ આત્માનું લક્ષણ પણ સત્ચીત આનંદ કહો છો અને બ્રહ્મનું લક્ષણ પણ સત્ચીત આનંદ કહો છો માટે આપના કહેવાથી આત્મા અને બ્રહ્મ એકજ છે એમ સિદ્ધ થાય છે માટે એમાં મને શંકા થાય છે કે જીવ અને ઇશ્વર બંને એક થઇ શકે નહિ, કેમકે હું પૂન્ય પાપ કરૂં છું તેનું ફળ જન્મ મરણ સુખ દુઃખ ભોગવું છું અને અનેક પ્રકારના કલેશો મારે વિષે પ્રતીત થાય છે. અને મને અજ્ઞાન છે અને અજ્ઞાનની નીવૃતી માટે હું જ્ઞાનની ઇચ્છા કરૂં છું અને બ્રહ્મતો પૂન્ય પાપ રહિત છે અને જન્મ મરણથી રહિત છે અને સુખ દુઃખાદિ ભોગોથી રહિત છે અને અનેક પ્રકારના કલેશોથી રહિત છે અને બ્રહ્મને અજ્ઞાન નથી અને બ્રહ્મને જ્ઞાનની પણ ઇચ્છા નથી, માટે જીવ અને બ્રહ્મ બંને એક થઇ શકે નહિ. વળી એક બીજો પણ સંશય છે તે આપ સાંભળો. તે સંશય જીવ બ્રહ્મની એકતાના નિશ્ચયને ઘણો દુરજ ફેંકી દે છે તે સંશય સાંભળો. વેદમાં આ પ્રમાણે કથન કરેલું છે કે, એક બુદ્ધિરૂપી વૃક્ષમાં બે પક્ષી છે તે બંને સરખા

છે તેમાં એક તો કર્મના ફળને ભોગવે છે અને બીજો અસંગ છે અને ભોગ રહિત છે અને જે કર્મના ફળ ભોગવે છે તેને પ્રકાશે છે. એમાં કર્મના ફળ ભોગવવાવાળો જીવ પ્રતીત થાય છે અને કર્મના ફળ ભોગ રહિત પરમાત્મા પ્રતીત થાય છે. વળી વેદમાં કર્મ અને ઉપાસના પ્રતીપાદન કરેલી છે તે પણ જીવ બ્રહ્મની એકતા કહેવાથી નિષ્ફળ થઇ પડે છે કેમકે આપ જીવ બ્રહ્મની એકતા કહો છો તે શું. બ્રહ્મને વિષે જીવના સ્વરૂપનો અંતરભાવ કહો છો અથવા જીવના સ્વરૂપને વિષે બ્રહ્મનો અંતરભાવ કહો છો. જો કદાચિત બ્રહ્મને વિષે જીવનો અંતરભાવ કહે તો જીવને બ્રહ્મરૂપ હોવાથી જીવ કર્મ ઉપાસનાનો અધીકારી ઘટી શકે નહિ. જ્યારે કર્મ ઉપાસનાનો અધીકારી નહિ ત્યારે કર્મ ઉપાસના નિષ્ફળ થઇ પડે છે, અને જો જીવના સ્વરૂપમાં બ્રહ્મનો અંતરભાવ કહો તો બ્રહ્મ જીવરૂપ હોવાથી જેની ઉપાસના કરીએ તે ઉપાશ્યનો અભાવ થશે. માટે ઉપાસના નિષ્ફળ થશે અને કર્મના ફળ આપવાવાળા જે પરમાત્મા તેનો અભાવ થશે. એટલે કર્મ પણ નિષ્ફળ થશે માટે જીવ બ્રહ્મની એકતા ઘટે નહિ.

ગુરૂ—તેં ઘણોજ ઉત્તમ પ્રશ્ન કીધો. હવે સ્થીર ચિત્તથી એનું સમાધાન આપું છું તે સાંભળ. શ્રી શંકરાચાર્ય મહારાજે વાક્યવૃતી નામના ગ્રંથમાં કહ્યું છેઃ—

**तत्वमस्यादी वाक्योत्थं यज्जीव परमात्मनो**
**तादात्म्य विषय ज्ञानंतदीदं मुक्तिसाधनं.**

અર્થ:—તત્વમસી આદિ માહાવાકયના શ્રવણુવડે થયેલું જે જીવાત્મા તથા પરમાત્માનું એક સ્વરૂપે જ્ઞાન અર્થાત સાક્ષાત્કાર એજ મુક્તિનું સાધન છે અને ચાર વેદના ચાર માહાવાકયો પણ જીવ બ્રહ્મની એકતા પ્રતીપાદન કરે છે માટે જીવ બ્રહ્મની એકતા પ્રમાણ યુક્ત છે રૂગવેદના એતરે ઉપનીશદમાં (પ્રજ્ઞાન બ્રહ્મ) એ મહાવાકય છે અને યજુરવેદની બ્રહ્મદારણ્યક ઉપદેશકમાં (અહંબ્રહ્માસ્મિ) એ મહાવાકય છે. સામવેદની છાંન્દોગ્ય ઉપનીશદમાં (તત્વમસી) એ મહાવાકય છે. અને અથર્વવેદની માન્ડુકય ઉપનીશદમાં (અયમાત્મા બ્રહ્મ) એ મહાવાકય છે માટે જીવ બ્રહ્મની એકતા સપ્રમાણ છે. હે શિષ્ય! તેં જે પૂર્વે શંકા કરી છે તે શંકાની નીવૃતી માટે જે ઉપયોગી તત્વ છે તેને કહું છું. પંચદસીના ચીત્રદીપમાં વિદ્યારણ્યસ્વામી કહે છે કે ચીદાત્માની પારમાર્થીક એકતાનો નિશ્ચય કરવાને માટે વ્યવહાર દશામાં પ્રતીત થતા જે ભેદો છે તે જાણવા જોઇએ માટે તે ભેદો કહી દેખાડે છે.

**कुटस्थो ब्रह्मजीवेशावित्येवंची चतुर्वीधा**
**घटाकाश महाकाशौ जलाकाशा अभ्रखेयथा.**

અર્થ:—કુટસ્થ બ્રહ્મ જીવ અને ઇશ એ પ્રમાણે ચૈતન્ય ચતુર વિધિ છે, એટલે ચૈતન્ય ચાર પ્રકારનું છે જેમ ઘટાકાશ,

મહાકાશ, જલાકાશ અને મેઘાકાશ એવા ભેદથી આકાશ ચાર પ્રકારનું તેમ ઉપર કહેલી રીતે ચૈતન્ય ચાર પ્રકારનું છે.

શિષ્ય—કૃપા કરીને ચાર પ્રકારના ચૈતન્યનો ભેદ ભીન્ન ભીન્ન સ્પષ્ટ કરી સમજાવો.

ગુરૂ—કુટસ્થ ચૈતન્ય એટલે કુટનામ મીથ્યા જે આભાસ સહિત અંતઃકરણ તે જેને આશ્રીત છે એવું જે આશ્રયરૂપ નિર્વીકાર ચૈતન્ય તે કુટસ્થ ચૈતન્ય કહેવાય. એને સાક્ષી ચૈતન્ય પણ કહે છે અને ત્વંપદનો લક્ષ્યાર્થ પણ કહે છે. અથવા કુટનામ લુહારના એરણનું છે એટલે એરણના ઉપર અનેક ઘાટો ઘડીયે છીએ પણ એરણ જેવી ને તેવી નિર્વીકાર રહે છે તેમ સાભાસ અંતઃકરણ અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરે છે છતાં જે એરણની પેઠે નિર્વીકાર રહે છે તે કુટસ્થ કહેવાય.

શિષ્ય—જીવનું સ્વરૂપ કહો.

ગુરૂ—અંતઃકરણ તથા અંતઃકરણમાં ચૈતન્યનો આભાસ અને તે આભાસ સહિત અંતઃકરણનું અધિષ્ઠાન જે કુટસ્થ એટલે સાભાસ અંતઃકરણ સહિત ચૈતન્ય તે જીવ કહેવાય.

શિષ્ય—સુશુપ્તિમાં તો અંતઃકરણનો લય થાય છે માટે સુશુપ્તિમાં જીવના સ્વરૂપનો અભાવ થશે.

ગુરૂ—સુશુપ્તિમાં અજ્ઞાનને વિશે અંતઃકરણનો લય થાય છે માટે અજ્ઞાન સ્વરૂપજ અંતઃકરણ છે એટલે અંતઃકરણ નિષ્ઠ જે ચૈતન્યનો આભાસ હતો તે અજ્ઞાનનિષ્ઠ છે માટે જીવના સ્વરૂપનો અભાવ નથી, અર્થાત અજ્ઞાન રૂપ જે અવિદ્યા તેને વિશે ચૈતન્યનો આભાસ અને અવિદ્યાનું અધિષ્ટાન કુટસ્થ ચૈતન્ય તે જીવ કહેવાય.

શિષ્ય—ઇશ્વરનું સ્વરૂપ કહો.

ગુરૂ—માયા વિષે ચૈતન્યનો આભાસ અને તે સહિત માયાનું અધિષ્ઠાન ચૈતન્ય તે ઇશ્વર કહેવાય અર્થાત માયા-ઉપાધીક ચૈતન્ય તે ઇશ્વર કહેવાય. અને અવિદ્યા-ઉપાધીક ચૈતન્ય તે જીવ કહેવાય. માયાઉપાધીક ચૈતન્ય જે ઇશ્વર તે અંતર્યામી છે સર્વના અંતરમાં પ્રેરણા કરે છે માટે અંતર્યામી કહેવાય છે અને સદા મુક્ત છે કેમકે તેને પોતાના સ્વરૂપમાં આવરણ નથી, માટે જન્મ મરણાદિક બંધની પણ પ્રતીતી નથી એટલા માટે ઇશ્વર નિત્ય મુક્ત અને સર્વજ્ઞ છે. ઇશ્વરની ઉપાધી જે માયા તે શુદ્ધ સત્વ પ્રધાન છે અર્થાત રજોગુણ અને તમોગુણ દબાવી અને પ્રધાનરૂપે રહેવાવાળો જે સત્વગુણ છે તે સત્વગુણ પ્રધાન માયા ઇશ્વરની ઉપાધી હોવાથી તેને વિશે ચૈતન્યનો જે આભાસ છે તે આભાસને આવરણ નથી માટે ઇશ્વર મુક્ત છે ને સર્વજ્ઞ છે અહિંયા

રહસ્ય એ છે કે અધિષ્ટાન ચૈતન્ય તો જીવ અને ઇશ્વર બંનેના સ્વરૂપ વિશે બંધ મોક્ષ ભેદથી રહિત આકાશની પેઠે એકરસ છે, પરંતુ આભાસ અંશમાં બંધમુકત છે, જે આભાસ અંશમાં આવરણુ છે તેને બંધ છે અને જે આભાસમાં આવરણુ નથી તે મુક્ત છે ઇશ્વરના આભાસ અંશમાં આવરણુ નથી માટે ઈશ્વર સદા મુક્ત છે. જીવના આભાસ અંશમાં આવરણુ છે માટે જીવને બંધ છે, કેમકે જે અવિદ્યા અંશમાં ચૈતન્યના આભાસને જીવ કહ્યો તે અવિદ્યાને આવરણુ કરવાનો સ્વભાવ છે કેમકે મલીન સત્વ પ્રધાન અવિદ્યા છે, અર્થાત રજોગુણુ અને તમોગુણુથી દબેલો જે સત્વગુણુ તે મલીન સત્વગુણુ કહેવાય, તે મલીન સત્વ પ્રધાન અવિદ્યા અથવા અજ્ઞાન તે જીવની ઉપાધી છે. માટે જીવની ઉપાધી જે અવિદ્યા છે તેમાં રજોગુણુ તમોગુણુની અધિકતા હોવાથી એ અવિદ્યામાં જે આભાસ અંશ જીવનો છે તેને તે અવિદ્યા સ્વરૂપનું આવરણુ કરે છે, માટે જીવને બંધન છે અને ઈશ્વરમાં નહિ. અધિષ્ઠાન ચૈતન્ય સહિત માયામાં આભાસરૂપ ઈશ્વર તે તતપદનો વાચ્ય છે અને કેવળ અધિષ્ઠાન ચૈતન્ય તત્પદનો લક્ષ છે. અધિષ્ઠાન ચૈતન્ય સહિત માયામાં જે આભાસરૂપ ઇશ્વર તે જગતની ઉત્પત્તિ પાલણુ અને સંહાર કરે છે. પણુ અધિષ્ઠાનરૂપ જે ચૈતન્ય તે તો આકાશની પેઠે અસંગ છે, માટે અધિષ્ઠાન

ચૈતન્યમાં સત્તા સ્ફુરતી વગર બીજું કોઇ પણ ઐશ્વર્ય નથી.

શિષ્ય—બ્રહ્મનું સ્વરૂપ કહો.

ગુરૂ—બ્રહ્માંડની અંદર અને બહાર જે એક રસ પરીપૂર્ણ ભરપૂર જે ચૈતન્ય છે તે બ્રહ્મ કહેવાય. જેમ મહાકાશ સર્વ પદાર્થની અંદર અને બહાર એકરસ રહેલું છે તેમ આકાશની પેઠે જે પરીપૂર્ણ વ્યાપક ચૈતન્ય તે બ્રહ્મ કહેવાય. અર્થાત માયા વીશીષ્ટ ચૈતન્ય તે ઈશ્વર કહેવાય. તે બ્રહ્મ શબ્દનો વાચ્યાર્થ છે અને માયા રહિત શુદ્ધ ચૈતન્ય તે બ્રહ્મ શબ્દનો લક્ષ્યાર્થ છે. હે શિષ્ય! ચાર પ્રકારના જે ચૈતન્ય કહ્યા તેમાં જીવના સ્વરૂપમાં જે આભાસ અંશ છે તે પુન્ય પાપ કરે છે અને તેનું ફળ ભોગવે છે. અને કુટસ્થ અસંગ છે. માટે પ્રથમ જે તેં શંકા કરી છે કે બુદ્ધિરૂપી વૃક્ષમાં બે પક્ષી છે એક પરમાત્મા અને જીવ તેનું સમાધાન આપ્યું. પરમાત્મા અને જીવનું ગ્રહણ નથી પણ આભાસ અને કુટસ્થનું ગ્રહણ કરેલું છે કુટસ્થ પ્રકાશમાન છે અને આભાસ પૂન્યપાપનું ફળ સુખ દુઃખ ભોગવે છે. સારાંશ એ છે જે જીવના સ્વરૂપમાં જે આભાસ અંશ છે તે પૂન્ય પાપ કર્મ કરે છે અને તેનું ફળ ભોગવે છે, અને ઇશ્વરના સ્વરૂપમાં જે આભાસ અંશ છે તે પૂન્ય પાપરૂપ કર્મનું ફળ આપે છે, અને જીવ

ઇશ્વરના સ્વરૂપમાં જે ચૈતન્ય છે એટલે જીવના સ્વરૂપમાં અધિષ્ઠાન ચૈતન્ય કુટસ્થ અને ઇશ્વરના સ્વરૂપમાં અધિષ્ઠાન ચૈતન્ય જે શુદ્ધ બ્રહ્મ તેમાં કશો વ્યવહાર નથી તે બંને અસંગ છે. હે શિષ્ય! પૂર્વના પ્રસંગમાં તેં જે પ્રશ્ન કર્યો હતો તેનો ઉત્તર આપ્યો તેં કહ્યું હતું કે એક વૃક્ષમાં બે પક્ષી છે એક ભોકતા અને બીજો ભોકતા નથી અર્થાત અસંગ છે માટે જીવ બ્રહ્મની એકતા બને નહિ તેનો ઉત્તર આપ્યો. આ ઠેકાણે જીવ બ્રહ્મનું ગૃહણુ નથી પણુ કુટસ્થ અને બુદ્ધિમાં જે આભાસ તેનું ગૃહણુ છે માટે બુદ્ધિ જે આભાસ તે ભોકતા છે અને કુટસ્થ અસંગ છે. વળી તેં કહ્યું હતું કે જીવ તો કર્મ ઉપાસના કરે છે તે ઇશ્વર તેનું ફળ આપે છે તેનો પણ ઉત્તર આપ્યો, કેમકે કર્મ કરનાર જીવ નથી અને ફળ આપનાર ઇશ્વર નથી પણુ જીવના સ્વરૂપમાં જે આભાસ અંશ તે કર્મ કરે છે ઇશ્વર સ્વરૂપમાં જે આભાસ અંશ છે તે ફળ આપે છે. અને જીવ ઇશ્વરના સ્વરૂપમાં ચૈતન્યરૂપ અધિષ્ઠાન છે તે ઘટાકાશ મહાકાશની પેઠે ભેદ રહિત છે માટે જીવ ઇશ્વરની એકતા બને છે, એટલા માટે હું બ્રહ્મ છું એમ નિશ્ચય કર અર્થાત અહં શબ્દાર્થમાં જે લક્ષ્યાર્થ રૂપ કુટસ્થ અસંગ ચૈતન્ય તેજ ઇશ્વર શબ્દાર્થમાં લક્ષ્યાર્થરૂપ અસંગ શુદ્ધ બ્રહ્મ ચૈતન્ય છે.

શીષ્ય—તત્વમસી એ ત્રણ પદ યુક્ત જે વાકય છે તેનો અર્થ સમજાવો.

ગુરૂ—શ્યામવેદની છાંન્દોગ્ય ઉપનીશદમાં ઉદાલક મુનીએ પોતાના પુત્રને આ જગતની ઉત્પતી સ્થીતી અને લયનું કારણ જે ઇશ્વર તે સમજાવી પછી કહ્યું કે તત્વમસી એટલે જગતની ઉત્પતી કરવાવાળો જે સર્વ શકતીમાન અને સર્વજ્ઞતાદી ધર્મવાળા જે ઇશ્વર તે ત્વં એટલે તું. અલ્પ શકિત અને અલ્પજ્ઞાતાદી ધર્મવાળો જે જીવ તે અસી એટલે છે અર્થાત તે તું છે. એમ કહેવાથી ઇશ્વર જીવની એકતા વાચ્યાર્થથી કહી હોય એમ પ્રતીતિ થઇ તો તે બને નહીં કેમકે સર્વ શકિત અને અલ્પ શકિત, સર્વજ્ઞ અને અલ્પજ્ઞ વીભુ, અને પરી છીન્ન સ્વતંત્ર અને પરતંત્ર પરોક્ષ, અને પ્રત્યક્ષ માયા જેને આધીન અને અવિદ્યા મોહીત એવા વીરોધી ધર્મવાળા બંને એકજ છે એ કહેવું તો અગ્નિ શીતળ છે એમ કહેવા સરખુજ છે. માટે આ સ્થળે વાચ્યાર્થથી એકતા કહેવામાં તાત્પર્ય નથી પણ લક્ષણાથી લક્ષ્યાર્થમાં એકતા કહેવાનો અભીપ્રાય છે એમ વીચારી લક્ષણાવૃતિથી લક્ષ્યાર્થમાં એકતાનો નિશ્ચય કરી લીધો.

શીષ્ય—લક્ષણા કેટલા પ્રકારની છે તે કૃપા કરીને કહો.

ગુરૂ—૧ જહદ, ૨ અજહદ અને ૩ ભાગત્યાગ એમ ત્રણ પ્રકારની લક્ષણા છે અને ભાગત્યાગ લક્ષણાને જહદા અજહદ લક્ષણા પણ કહે છે.

શીષ્ય—કૃપા કરીને જહદ લક્ષણા સમજાવો.

ગુરૂ—જેમ કોઇએ કહયું કે गंगायां गोशः અર્થ:—ગંગામાં ગાયનો વાડો છે એવું સાંભળનાર નિશ્ચય કરે છે કે ગંગામાં ગાયનો વાડો હોય નહીં માટે કીનારાપર લક્ષણાથી ગાયનો વાડો છે એમ નિશ્ચય કરે છે સારાંશ એટલો છે કે વાકયથી જણાતો જે અર્થ તેનો ત્યાગ કરી વાકયાર્થની સાથે સંબંધ રાખનારનું જ્યાં ગ્રહણ થાય તે જહદ લક્ષણા કહેવાય.

શીષ્ય—અજહદ લક્ષણાનો અર્થ સમજાવો.

ગુરૂ—જેમ કોઇએ કહયું કે. श्वेतोधावती અર્થ—શ્વેત દોડે છે એ વાકયમાં સ્વેત ગુણને દોડવું એ પ્રત્યક્ષ પ્રમાણથી વીરૂધ્ધ છે. માટે શ્વેત શબ્દની શ્વેત ગુણયુકત ઘોડાને વીશે જે પ્રવૃતી એટલે શ્વેત ઘોડો દોડે છે તે અજહદ લક્ષણા કહેવાય. સારાંશ એ છે કે વાકયથી જણાતો જે અર્થ તે અર્થને નહી ત્યગતા તે અર્થની સાથે સંબંધ રાખનારનું જ્યાં ગ્રહણ થાય ત્યાં અજહદ લક્ષણા કહેવાય.

શીષ્ય—ભાગત્યાગ લક્ષણા સમજાવો.

ગુરૂ—જેમ કોઇએ કહયું કે, सोयंदेवदत्तः અર્થ-તે આ દેવદત છે. એ વાકયમાં તત્ (તેતું) પદનો મુખ્ય અર્થ જે તે દેશકાલ વીશીષ્ટ એટલે તે દેશકાળમાં સ્થીત તથા અયંપદનો મુખ્ય અર્થ જે આ દેશકાળ વીસીષ્ટ એટલે

આ દેશકાળમાં સ્થીત એ બંનેની એકતા સંભવતી નથી, માટે તે દેશકાળ અને આ દેશકાળ વીસીષ્ટપણાને ત્યાગી કેવળ દેવદતના શરીરમાંજ તતપદની તથા ત્વંપદની પ્રવૃતી તે ભાગત્યાગ લક્ષણા કહેવાય. સારાંશ એ છે જે વાકયથી જણાતાં અર્થમાં જે વિરોધ આવે તે વીરોધી ભાગને ત્યાગી કરી અવિરોધી ભાગનું ગ્રહણ જયાં થાય તે ભાગત્યાગ લક્ષણા કહેવાય. જેમ કોઈએ કહયું કે નારિયેલ ખાવો ત્યાં નારીયેલ શબ્દનો અર્થ એખલું કોપરૂં નથી તેમ એખલી કાચલી પણ નથી પણ કોપરૂં અને કાચલી એ બંને મળીને નારીયેલ કહેવાય ત્યારે ત્યાં ખાનાર માણસ જેમ વીરોધી ભાગ જે કાચલી તેનો ત્યાગ કરી અવિરોધી ભાગ જે કોપરૂં તેનું ગ્રહણ કરે છે. આ સ્થળે પણ ભાગત્યાગ લક્ષણાથી જેમ નારીયેલ ખાવું સીદ્ધ થાય છે તેમજ તત્વમસી એ વાકયમાં પણ ભાગત્યાગ લક્ષણાથી જીવ ઇશ્વર બંને એક છે એમ સીદ્ધ થાય છે કેમકે તતપદનો વાચ્યાર્થ જે ઇશ્વર અને ત્વંપદનો વાચ્યાર્થ જે જીવ એની એકતા વાચ્યાર્થથી ઘટી શકે નહીં, કેમકે વીરોધી ધર્મ વાચ્યાર્થમાં રહેલો છે માટે વાચ્યાર્થમાં જે અવીરોધી ભાગ તેનું ગ્રહણ કરવાથી જીવ ઇશ્વર એક છે એમ સીદ્ધ થાય છે માટે તતપદમાં વીરોધી ભાગ માયા અને સર્વજ્ઞાતાદી ધર્મો અને ત્વંપદમાં વીરોધી ભાગ અવિદ્યા અને અલ્પજ્ઞતાદિ ધર્મો તે બંનેનો ત્યાગ કરી અવિરોધી ભાગ ચૈતન્ય માત્ર એક છે એમ ભાગત્યાગ લક્ષણાથી ઘટી શકે છે.

શિષ્ય—તત્વમસી વાકયથી થનારૂં જે જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન એ જ્ઞાનનું ફળ શું છે તે કૃપા કરીને કહો.

ગુરૂ—વીવેક ચુડામણી નામના ગ્રંથમાં શ્રી શંકરાચાર્ય સ્વામી એ કહયું છે કે,

परावरैकत्वविवेकवह्निर्दहत्यविद्यागहनं ह्यसंषम
किंस्यात्पुनः संसरणस्य बीजमद्वैतभावं समुपेयुशोऽस्य

અર્થ:—જીવ અને બ્રહ્મની એકતા જાણવા રૂપ અગ્નિ સઘળા અવિદ્યા રૂપી વનને બાળી નાંખે છે એટલે પછી અદ્વૈત ભાવને પામેલા પુરૂષને ફરીવાર સંસાર પ્રાપ્ત થવાનું બીજ શું રહયું ? કાંઇપણ ન રહયું. અને કૃષ્ણ પરમાત્માએ ભગવત ગીતાના ૪ થા અધ્યાયમાં સાડત્રીસમાં શ્લોકમાં કહયું છે કે,

यथैधांसी समीध्धोऽग्नीर्भस्मसात्कुरुतेऽर्जुन
ज्ञानाग्नीः सर्व कर्माणी भस्मसात्कुरुते तथा

અર્થ:—હે અર્જુન, જેમ અત્યંત સળગેલો અગ્નિ ઘણા કાષ્ટને પણ બાળીને રાખ કરી નાંખે છે તેમ હું બ્રહ્મ છું એ પ્રકારનો આત્મજ્ઞાન રૂપી અગ્ની સર્વ પુન્ય પાપ રૂપ કર્મોને ભસ્મીભુત કરી નાંખે છે અર્થાત તે જ્ઞાન રૂપ અગ્ની પુન્ય પાપ રૂપ કર્મના કારણ ભુત અજ્ઞાનનો નાશ કરીને તે કર્મનો પણ નાશ કરે છે.

भिद्यते हृदयग्रन्थीश्छिद्यन्ते सर्व संशयाः
क्षीयते चास्यकर्माणी तस्मीन दृष्टे परावरे

અર્થઃ—તે પરમાત્માનો શાક્ષાતકાર થાય છે ત્યારે આત્મા અનાત્માના અધ્યાસ રૂપ ગ્રંથીથી ભેદાઇ જાય છે સર્વ સંશય છેદાઈ જાય છે અને પ્રારબ્ધ કર્મને છોડી બીજા સઘળા કર્મ ક્ષય પામી જાય છે.

શીષ્ય—કર્મ કેટલા પ્રકારના છે તે કૃપા કરી સમજાવો.

ગુરૂ—કર્મ ત્રણ પ્રકારના છે. સંચીત, ક્રીયમાન અને પ્રારબ્ધ. સંચીત એટલે અનેક જન્મમાં કરેલા જે પૂન્ય પાપરૂપ કર્મો જે કર્મો ફળ આપવા વગર સંચય રૂપે રહ્યા છે તે સંચીત, અને અનેક જન્મમાં કરેલા જે કર્મો તે કર્મોમાંથી જે કર્મોનું ફળ કે જે આ શરીર તથા સુખ દુઃખાદી ભોગ ભોગવવા માટે નીર્માણ થયું તે પ્રારબ્ધ કર્મ કહેવાય, અને આ વર્તમાન શરીરથી જે પૂન્ય પાપાદિક ક્રીયા થાય છે તે ક્રીયમાન કર્મ કહેવાય.

શીષ્ય—કૃપાળુ આપ કહો છો કે જ્ઞાનથી કર્મોનો નાશ થાય છે તો પછી પ્રારબ્ધ કર્મ કેમ રહ્યું.

ગુરૂ—જ્ઞાન અજ્ઞાનનો વિરોધી છે માટે જ્ઞાનથી અજ્ઞાનની નીવૃતિ થાય છે અને તે અજ્ઞાન નીવૃત થયા પછી પ્રારબ્ધ તો ભોગવેથીજ નીવૃત થાય છે. જ્ઞાન પ્રારબ્ધનો વીરોધી નથી કેમકે જો જ્ઞાન થવાથી અજ્ઞાનની નીવૃતિની સાથેજ જો પ્રારબ્ધ નીવૃત થઇ જાય તો આ શરીરાદિકની સ્થિતિ બને નહીં માટે જ્ઞાનના સંપ્રદાયનો ઉચ્છેદ થઇ જાય, કેમકે જેને જ્ઞાન થયું તેનું તો પ્રારબ્ધ નીવૃત થયું

એટલે શરીરાદિકનો અભાવ થયો અને શરીરાદિકના અભાવથી જ્ઞાનના ઉપદેશકર્તા આચાર્યોનો પણ અભાવ થયો માટે પ્રથમજ જ્ઞાનનો ઉપદેશ કરતાં આચાર્યજ નથી એવો પ્રસંગ પ્રાપ્ત થયો, માટે પ્રારબ્ધ કર્મ ભોગવેથી નીવૃત થાય છે એમ માનવાથી જ્ઞાનના ઉદ્દેશ કરતાં આચાર્યો તથા જ્ઞાનની સંપ્રદાયનો પણ ઉચ્છેદ થાય નહીં. હે શિષ્ય, આ સમાધાન સ્થુળ બુધ્ધિવાળા પુરૂષોને માટે કહ્યું અને સૂક્ષ્મ દૃષ્ટિવાળા પુરૂષોને માટે બીજું સમાધાન કહુ છું તે સાંભળ. હે શિષ્ય, જ્ઞાનથી જે અજ્ઞાન અને અજ્ઞાનના કાર્યોની નીવૃતી કહી તે નીવૃતી, એટલે જ્ઞ ન થવાથી આ શરીરાદિક તથા પ્રતીત થતું વિશ્વ એની અત્યંતજ અપ્રતીતિ થવી એમ નથી. પંચદશીનાં ચિત્રદીપમાં ૧૩ મા શ્લોકમાં કહ્યું છે કેઃ—

नाऽप्रतीतिस्तयोर्बाधः किन्तु मीथ्यात्व नीश्चय
नोचेत्सुषुप्ति मूर्छादौ मुच्येताऽयत्नतो जनः

અર્થઃ—તે જીવ અને જગતનો બાધ એટલે તે બંનેની અપ્રતીતિ ન સમજવી. કિન્તુ તે જીવ તથા જગતનો બાધ એટલે મીથ્યાત્વ નીશ્ચય એજ તેનો બાધ સમજવાનો છે. જો આમ ન માને તો સુષુપ્તિમાં તથા મૂર્છાદિક દશાઓમાં સર્વજનો અયત્નથીજ વગર પરિશ્રમેજ મુક્ત થઇ જાય. અભિપ્રાય એવો છે કે સુષુપ્તિ, મૂર્છા, મરણ, પ્રલય ઇત્યાદિક સ્થિતિને વીષે વગર પ્રયત્ને પોતાની મેળેજ દ્વૈત પ્રતીતિનો અભાવ છે તો તેટલા માત્રથીજ તત્વજ્ઞાન વિના મૂક્તિ થવાનો પ્રસંગ આવી

પડશે. માટે હે શીષ્ય આ સ્થળે નિવૃતિ એટલે મીથ્યાત્વ નીશ્ચય છે માટે જેને જ્ઞાન થયું તેને અજ્ઞાનની વિવૃતિ થવાથી અજ્ઞાનના કાર્યોમાં મીથ્યાત્વ નિશ્ચય થયો, માટે સર્વ કર્મો સંચીત, ક્રીયમાન અને પ્રારબ્ધ એ ત્રણે કર્મોની નિવૃતિ થઇ. સારાંશ એ છે જે જેમ આ શરીરાદિકમાં તથા પ્રપંચમાં મીથ્યાત્વ નીશ્ચય છે તેમજ પ્રારબ્ધાદિકમાં પણ મીથ્યાત્વ નીશ્ચય છે. માટે મીથ્યાત્વ નિશ્ચય રૂપ નિવૃતિ ત્રણે કર્મોની સમજવી.

શીષ્ય—મહારાજ આ પ્રત્યક્ષ દેખાતા સંસારને તમે અસત્ય કહો છો તે પ્રત્યક્ષ પ્રમાણથી વીરૂધ્ધ છે.

ગુરૂ—

संसार स्वप्न तुल्योही रागद्वेषादी शंकुलः
स्वकाले सत्यवत्भाती प्रबोधेऽसत्यवत्भवेत.

અર્થ—જેમ સ્વપ્ન મીથ્યા છતાં પણ નીંદ્રાના સમયમાં સત્ય જેવું ભાસે છે પરંતુ જાગૃત અવસ્થામાં એમની મેળેજ ખોટું થઇ જાય છે, તેમ રાગ દ્વેષાદિ દોષ વડે ભરપુર સંસાર મીથ્યા છે તથાપિ અજ્ઞાન અવસ્થામાં સત્ય સરખો ભાસે છે. માટે હે શીષ્ય જેને જ્ઞાન વડે અજ્ઞાનની નીવૃતિ થઇ તેને આ પ્રતિત થતો સંસાર સત્ય ભાસતો નથી પણ મીથ્યા છે એમજ સમજે છે.

શીષ્ય—અજ્ઞાનને નાશ કરનારી વૃત્તિ જ્ઞાન અને વૃત્તિ જ્ઞાનનો વિષય બ્રહ્મથી અભિન્ન આત્મા એમ બે વસ્તુ હોવાથી દ્વૈતની પ્રાપ્તિ થાય છે.

ગુરૂ—

**अज्ञान कलुषंजीवं ज्ञानाभ्यासाद्धि नीर्मलम्**
**कत्वाज्ञानं स्वयंनस्येज्जलंकतक रेणुवत्.**

અર્થ:—જેમ ડહોળા પાણીમાં નાખેલું નીર્મળી ફળનું ચૂર્ણ (કતકરેણું) પાણીનો મેલ કાપી પોતે પણ નીચે બેસી જાય છે તેમ મહા વાકય જન્ય બ્રહ્મથી અભીન્ન આત્માને વિષય કરનાર વૃત્તિજ્ઞાન પણ તેના અભ્યાસની પરિપાક અવસ્થાએ હું કરતા છું ભોકતા છું એ પ્રકારના જીવના અજ્ઞાનરૂપ મેલનો નાશ કરી પોતે વૃત્તિજ્ઞાન પણ નાશ પામે છે. માટે વૃત્તિજ્ઞાન વડે દ્વૈતની પ્રાપ્તિ થતી નથી. માટે હે શીષ્ય! જ્ઞાનને પરિપકવ કરવા માટે નીરંતર શ્રવણ, મનન અને નિદીધ્યાસન કરવું એ જીજ્ઞાસુને ઘણું જ ઉપયોગી છે.

શીષ્ય—શ્રવણ, મનન અને નિદીધ્યાસનનો અર્થ સમજાવો.

ગુરૂ—શ્રવણ એટલે વેદાંત વાકયોના તાત્પર્યનો નિશ્ચય તે શ્રવણ કહેવાય અને નીશ્ચય કરેલો જે જીવ બ્રહ્મનો અભેદરૂપ તાત્પર્ય તેનું યુક્તિપૂર્વક ચિંતન કરવું તે મનન કહેવાય, તે યુક્તિ એ છે કે જો મારા આત્માથી બ્રહ્મ ભિન્ન હોય તો જેમ ઘટ મારા આત્માથી ભિન્ન છે માટે તે જડ છે તેમ જો બ્રહ્મ મારા આત્માથી ભિન્ન હોય તો ઘટની પેઠે જડ હોવો

જોઇએ, અને બ્રહ્મથી આત્મા ભિન્ન હોય તો બ્રહ્મથી ભિન્ન સંપૂર્ણ પ્રપંચ અસત જડ દુઃખરૂપ છે તેમ મારો આત્મા પણ અસત જડ દુઃખરૂપ હોવો જોઇએ પણ તેમ નથી. આત્મા સદરૂપ, ચીદરૂપ અને આનંદરૂપ છે. માટે આત્મા અને બ્રહ્મનો અભેદજ છે એમ યુક્તિપૂર્વક અભેદ ચિંતન કરવું તે મનન કહેવાય. અને નિદીધ્યાસન એટલે અનાત્માકાર વૃત્તિને ત્યાગ કરી બ્રહ્માકાર વૃત્તિનો નિરંતર પ્રવાહ તે નિદીધ્યાસન કહેવાય છે, અને નિદીધ્યાસનની પરીપાક અવસ્થા તેનેજ સમાધી કહે છે. અર્થાત નિદીધ્યાસનમાં ત્રીપુટીનું ભાન રહે છે. ધ્યાતા ધ્યાન અને ધ્યેયરૂપ ત્રીપુટીના ભાનયુક્ત જે વૃત્તિ તે નિદીધ્યાસન અથવા સવિકલ્પ સમાધી અથવા નિર્ગુણ ધ્યાન પણ કહેવાય છે, અને ધ્યાતા ધ્યાન અને ધ્યેયરૂપ ત્રીપુટીના ભાન રહિત વૃત્તિની સ્થિતિ તે નિર્વીકલ્પ સમાધી કહેવાય છે.

શીષ્ય—પ્રભુ! તત્વના સાક્ષાતકારવાળા જ્ઞાની પુરૂષોના લક્ષણ કૃપા કરીને સમજાવો.

ગુરૂ—શ્રીમદ્‌ ભગવતગીતાના બીજા અધ્યાયમાં જે સ્થિત પ્રજ્ઞના લક્ષણો શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યા છે તે લક્ષણ યુક્ત તત્વસાક્ષાતકારવાળા જ્ઞાની પુરૂષો હોય છે. શ્રીમદ્‌ ભગવતગીતાના બીજા અધ્યાયના ૫૫ માં શ્લોકમાં પ્રથમ સ્થિતપ્રજ્ઞની જે સમાધી સ્થિતિ કહી છે તે સાંભળ.

प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान्
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते.

અર્થ:—હે પાર્થ, જ્યારે પોતાના મનમાં રહેલાં સર્વ કામોને ત્યાગ કરે છે તથા આત્માને વિષે આત્માવડેજ તુષ્ટ થાય છે ત્યારે તે સમાધીસ્થ પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. આ પ્રમાણે તત્વજ્ઞાની સ્થિતિવાળો હોય છે. અને સમાધી સ્થિતિના ઉત્થાનકાળમાં જે લક્ષણયુક્ત જ્ઞાનવાન પુરૂષો રહે છે તે સાંભળ.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः
वीतराग भयक्रोधः स्थितधीर्मुनिरुच्यते.

અર્થ:—દુઃખોમાં ઉદ્વેગ રહીત મનવાળો અને વિષય સુખોમાં સ્પૃહા વિનાનો રાગ ભય અને ક્રોધ જેના નિવૃત થયેલાં છે એવા મનનશીલ પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે, આ પ્રમાણે તત્વજ્ઞાની ઉત્થાનકાળ એટલે વહેવારકાળમાં ઉક્ત લક્ષણયુક્ત હોય છે. હે શીષ્ય! બે શ્લોકવડે જે સ્થિતિ જ્ઞાનવાનની કહી તે સ્થિતિવાળાને જીવનમૂક્ત પુરૂષ કહે છે. માટે તારે હવે જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જીવનમૂક્ત સ્થિતિ પ્રાપ્ત કરવી એજ તારા જ્ઞાનનું દૃષ્ટ ફળ છે કેમકે વિવેક ચૂડામણીમાં શ્રી શંકરાચાર્ય સ્વામીજીએ કહ્યું છે કે,

वीज्ञात ब्रह्म तत्वस्य यथा पुर्वं न संसृति
अस्ति चेन्न [illegible]त ब्रह्म भावो बहीर्मुख

અર્થઃ—જેણે બ્રહ્મનું તત્વ જાણેલું હોય તેને સંસાર આગળના જેવો રહેજ નહિ. અને જો આગળના જેવો રહે તો તેને બ્રહ્મ તત્વથી અજાણ અને બહિર્મુખ સમજવો, એટલા માટે તારે જીવનમૂક્ત સ્થિતિ પ્રાપ્ત કરવી જેથી પૂર્વની પેઠે તારામાં સંસારીત્વપણું ઘટે નહિ પણ કૃષ્ણ પરમાત્માએ ૫૫-૫૬ એ બે શ્લોકવડે જે સ્થિતિ કહી તે સ્થિતિ પ્રાપ્ત કરી જીવનમૂક્ત થા. મહાપુરૂષોએ કહ્યું છે કે,

**જીવન તનમે પ્રાણ હૈ, મૂક્ત ભયો અહંકાર,**
**જીવનમૂક્ત સો જાણીએ, વેદ વચન અનુસાર.**

અર્થ:—પ્રાણવડે કરીને આ શરીર જીવે છે અને જેનો અહંકાર મૂકત થયો છે તે પુરૂષ જીવનમૂકત છે એમ વેદ પોકારીને કહે છે, માટે નીઃશેષ અહંકારની નિવૃત્તિરૂપ જીવનમૂકિત પ્રાપ્ત કર. જેણે જીવનમૂકિત પ્રાપ્ત કરી તેણે વિદેહમૂકિત પણ પ્રાપ્ત કરી.

દોહરો.

**યહી સનાતન નેમ હે, મૃતક તરે જળમાંહી;**
**જીવન મૃત ભવ જળ તરે, યામે સંદેહ નાહી.**

અર્થ:—આ સનાતન નેમ છે કે મુડદું જળમાં તરે છે ડુબતું નથી, તેમજ જીવનમૂકત એટલે પ્રાણવડે જીવે છે અને બ્રહ્મ અભ્યાસવડે સુક્ષ્મવાસના અને સુક્ષ્મ અહંકાર જેનો મૂકત થયો છે તે જીવનમૂકત પુરૂષ આ સંસારરૂપ

સમુદ્રને તરે છે, એમાં જરા પણ સંદેહ નથી. કૃષ્ણ પરમાત્માએ બીજા અધ્યાયના ૭૨ માં શ્લોકમાં કહ્યું છે કે,

**एषा ब्राह्मीस्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति**
**स्थित्वाऽस्यामन्तकालेऽपी ब्रह्म नीर्वाणमृच्छती**

અર્થ:—હે પ્રાર્થ, આ બ્રહ્મ વિષય સ્થિતિ છે એને પામીને મોહ પામતો નથી. આ સ્થિતિમાં અંત્ય અવસ્થા વિષે રેહીને પણ બ્રહ્મ નિર્વાણુને પામે છે. સારાંશ એ છે જે બ્રહ્મ નિષ્ઠારૂપ સ્થિતિને જે પુરૂષ પામે છે તે પુરૂષ કોઇ વખતે પણ મોહને પામે નહિ અને બ્રહ્મનિષ્ઠારૂપ સ્થિતિમાં જે કોઇ પુરૂષ અંત્ય અવસ્થાને વિષે પણ સ્થિત રહે તો તે પુરૂષ પણ બ્રહ્મ નિર્વાણુને અર્થાત બ્રહ્મને વિશેજ આનંદ પામે છે. તો પછી જ્ઞાન પ્રાપ્ત કરી મરણ પર્યંત બ્રહ્મનિષ્ઠા રૂપ સ્થિતિમાં રહે તો તે પુરૂષ વિદેહમૂકિત પ્રાપ્ત કરે એમાં જરા પણ સંદેહ નથી.



# ભાગ પાંચમો.

## કુંડળીઆ.

ધારૂં ચરણ રજ શ્યામકી, ગુરૂ ગોવિંદ એક સ્વરૂપ,
અભય દાન દિય દીનકુ, ઉપમા અહો અનુપ;
ઉપમા અહો અનુપ, પૂરણ ચીદ્ઘન એક સત્તા,
મન વાણી અધ્યસ્ત, આપ અધ્યસ્ત કો અત્તા;
ડાહ્યો કહે દીલ માંય, વિગત ભ્રમ મોહ અંધારૂં,
અહં સચ્ચીદાનંદ, આત્મા ઉરમે ધારૂં—૧

અમર પદકા પાવના, મત સમજો મુશ્કેલ,
ચીત્ત શુદ્ધિ વૈરાગ દ્રઢ, સાધન સાધે સહેલ;
સાધન સાધે સહેલ, કરે સદગુરૂકી સેવા,
પાવે પૂરણ જ્ઞાન, અવિચળ આતમ દેવા;
ડાહ્યો કહે દીલ માંય, તજે જગમે મેરા યહ વમર,
સ્વયં ચીદાનંદ, નિત્ય પ્રાપ્તપદ અમર—૨

અંતર બાહેર ઉર્ધ્વ અધ, પૂરણ ચીદઘન એક,
કલ્પિત નામાકાર, ભાસે ભાવ અનેક;

ભાસે ભાવ અનેક, મીશ્રીમે જેસે લશ્કર,
તરંગ ફેન બુદ બુદા, જલમે જયોં ભાસે ચક્કર;
ડાહ્યો કહે દીલ માય, અનુગત વસ્તુ સ્વતંતર,
સોહી સત ચીદાનંદ, આત્મા બાહેર અંતર—૩

જીવ હુવા પૂછત ફીરે, ઉપજે કયોં આનંદ,
ઉપજે સો આનંદ વિનાશી, મર્મ સમજ મતિમંદ;
મર્મ સમજ મતિમંદ, આત્મસુખ સદા અવિનાશી,
ચીનો પૂરણ બ્રહ્મ, તજી તન તીન વિનાશી;
ડાહ્યો કહે દીલ માય, આપકો લખલે શીવ,
કરી અવિદ્યા નાશ, કીયા હે જીસને જીવ—૪

ચહો ચેન જો ચિત વિશે, કરો અંતર આરામ,
તજો વિષયકી કામના, ભાસે સુખમય ધામ;
ભાસે સુખમય ધામ, અસત જડ દુખ તે ન્યારા,
વીત્ત પુત્ર તનુ અક્ષતે, સદા પ્રાણુને તે પ્યારા;
ડાહ્યો કહે દીલ માય, ફેર કયોં શુદ્ધાનંદમે વહો,
કરો અંતર આરામ, ચેન જો ચિતમે ચહો—૫

રંગ ચઢયા છુપે નહિ, બેન નેન પેછાન,
બાહીર મન ડોલે નહિ, અંતર સુખ અવસાન;
અંતર સુખ અવસાન, પાન બ્રહ્માનંદ રસકો,
તુટી વાસના તીન, મિટયો પૂની ચિંતા ચસ્કો;
ડાહ્યો કહે દીલ માય, પૂરૂષ જો હુવા નિસંગ,
બેન નેન પેછાન, ચઢયા સો છુપે ન રંગ—૬

અહો લિઝત નર જન્મકી, મીલે ન વારંવાર,
તીન ઉષ્ણા ત્યાગ કર, પૂરણુ બ્રહ્મ વિચાર;
પૂરણુ બ્રહ્મ વિચાર, મીટે ભવ ચક્કર વ્યાધિ,
પાવે જીવન મુક્તિ, સદા સુખ સહજ સમાધિ;
ડાહ્યો કહે દીલ માય, નિરંતર નિજાનંદમે રહો,
મીલે ન વારંવાર, નર જન્મકી લિઝત અહો—૭

બહોત ગઈ થોડી રહી, થોડી બી અબ જાગ,
પૂરણુમે પ્રીતિ કરો, દ્રષ્ટ દુઃખ મીટ જાય;
દ્રષ્ટ દુઃખ મીટ જાય, પાય બ્રહ્માનંદ પદકા,
કરીલેં કાલ વ્યતીત, ચિતમેં રહે ન ખટકો;
ડાહ્યા કહે દીલ માય, પ્રગટે જબ અંતર જયોત,
કયા રહી કયા ગઇ, કયા થોડી કયા બહોત—૮

મન મૂષા મુષ્કાત હે, અહો ભઇ અબ રેન,
દીપક દ્રષ્ટિ નષ્ટ ભઈ, ધૂમ મચાવો એન;
ધૂમ મચાવો એન, ફીરો અબ હોય સ્વતંતર,
સોએ સબી સરદાર, કાટકે ખાવો અંબર;
ડહ્યો કહે દીલ માય, વિવેકી જાગે જન,
જલે જયોત વિજ્ઞાન, લૂકા રહેશો મૂષા મન—૯

મન કૌવા બદમાસ તું, ઉચીષ્ટ જહાં તહાં ખાય,
નિજ ઘર અમૃત પાનકો, ત્યાગી ચર્મકો ચહાય;
ત્યાગી ચર્મકો ચહાય, ફીરે નિશદીન હોકે કંગલા,
તેરા ઘર તું દેખ, અહો આનંદ બંગલા;

ડાહ્યા કહે દીલ માય, પડયા જો કીચમે કંચન,
ત્યાગ કીચકો સંગ, બેઠ હંસહી હોકે મન—૧૦

નારાયણ નિજ રૂપકો, સુમર લે વારંવાર,
બીના પરિશ્રમ પાર હોય, યહી સાર સંસાર;
યહી સાર સંસાર, અહર્નિશ સંત પુકારે,
ગુરૂ જ્ઞાન ધર ધ્યાન, ઉતરજા પાર કીનારે;
ડાહ્યો કહે દીલ માય, કરલે બ્રહ્મ પારાયણ,
સુમરલે વારંવાર, નિર્મળ નિજરૂપ નારાયણ—૧૧

સુ સેવન કર સર્વદા, નાશ કર્મ કલેશ,
કુ કુસંગકો નાશ કર, પાવે પદ અમરેશ;
પાવે પદ અમરેશ, સદા મન શાન્તિ પાવે,
કામ ક્રોધ મદ લોભ, વેરી દીલકે ઉઠ જાવે;
ડાહ્યો કહે મન માય, લક્ષકી લિઝત લે ાન,
મીટે કર્મ કલેશ, સર્વદા કર સુ સેવન—૧૨

કરના થા સો ના કીયા, રહ્યા બાય પી સોય,
મરતે બખત હે નરો, નેંન પડંગે રોય;
નેંન પડંગે રોય, પડંગા જમકા સોટા,
પૂછેગા વો હીસાબ, વ્હાં નહિ બડા ઓર છોટા;
ડાહ્યો કહે દીલ માય, બીચારબીનજીસકા મરના,
સદા રહે અફસોસ, કીયા નહિ જો કરના - ૧૩

કર મત બાત ભવિષ્યકી, કરલે અબહી સોય,
યુ થે અનાતમ ચીથડા, ચેન ન ચીત્તમે હોય.

ચેંન ન ચીતમે હોય, રહેગી આશ અધુરી,
અબહી ધરલે ધ્યાન, પાય લે લિજ્જત પૂરી.
ડાહ્યો કહે દીલ માય, તજે કયું તેરા વક્કર,
કરલે તેરે હાથ, બાત પીછીકી મતક્કર—૧૪

પાવે નર વૈરાગ્યકો, લહે બોધ તતકાળ,
બીનુ વૈરાગ્ય ન બોધ હોય, વિષય ભોગ વિકરાળ.
વિષય ભોગ વિકરાળ કાળ યહુ કરત ખુવારી,
બહુ રોવે હુશીયાર. છુટે નહિ મનકી યારી.
ડાહ્યો કહે મન માય, ઊપરતી સંગમે આવે.
લહે બોધ તતકાળ, દ્રષ્ટ સુખ પલમે પાવે—૧૫

તજો મનોરથ માનવી, અવસર મીલ્યા અમોલ,
સૂત વિત દારા દેહજ, ચઢયા ચિત ચકડોળ.
ચઢયા ચિત ચકડોળ, સ્થિરતા કેસે પાવે,
મે મેરા અભિમાન, ચાકપે ખુબ ચઢાવે.
ડાહ્યા કહે દીલ માય, સદા શિવોહં ભજો,
મિથ્યા માયા જાળ, મનોરથ મનકો તજો—૧૬

આપ આપમે દેખ તું, જીનકા અદભૂત ખ્યાલ,
અદ્વિત્ય ચેતન આપમે, વિશ્વ વિવર્ત જંજાળ;
વિશ્વ વિવર્ત જંજાળ, આપમે અપના દર્શન,
ચિદ વિલાસ ચિદરૂપ, દેખકે હોના પરસન;
ડાહ્યા કહે દીલમાય, ભાસે જયોં મિથ્યા સ્વપ્ના,
તુજમે તેરા ખ્યાલ, દેખ અપનેમે અપના—૧૭

દેવ નિરંજન આપ તું, અપને હીરદે માંય,
બાહિર ઢુંઢે ભૂલતે, ગુરૂ બીન ઘર નહિ પાય;
ગુરૂ બીન ઘર નહિ પાય, જાય નહિ અંતર કસ્મલ,
પ્રગટ ભાનુ છૂપ રહે, સામને આયા બદ્દલ;
ડાહ્યો કહે દીલમાય, ચરણ સદ્‌ગુરૂકે સેવ,
ત્યાગી અનાદિ ભૂલ, આપકો લખલે દેવ—૧૮

દેવ દેવ પોકારતે, કોઉન સમજે ભેવ,
ભૂલ્યો અપને રૂપકુ, બન્યો જીવ સ્વયમેવ;
બન્યો જીવ સ્વયમેવ, આપકું આપ ન દેખે,
ધરી દેહ અભિમાન, પૂરણકુ પરિછીન પેખે;
ડાહ્યો કહે દીલ માય, યથારથ સમજે ભેવ,
ધરી રહે મુખ મૌન, કહે ફીર કીસકો દેવ—૧૯

જાણ ભઇ નિજ રૂપકી, દેખે સબમે દેવ,
જીવ જગત જગદીશ હે, કરે કીસીકી સેવ;
કરે કીસીકી સેવ, રહી નહિ દ્વૈતકી દ્રષ્ટી,
આદી મધ્ય અવસાન, દેવમય દેખે સૃષ્ટિ;
ડાહ્યો કહે દીલમાય, અહો બ્રહ્મ નિષ્ઠાવાન,
કૃત કૃત્ય નિષ્કામ, ભઇ નિજ રૂપકી જાન—૨૦

એક એવ અદ્વૈતયમે, અદ્‌ભૂત માયા ખ્યાલ,
સત્તા ભાન આનંદમે, નામ રૂપ જંજાળ;
નામ રૂપ જંજાળ, સ્થાવર જંગમ સૃષ્ટિ,
કર્તા ક્રિયા કર્મ, અન્યથા તેરી દ્રષ્ટિ;

ડાહ્યો કહે દીલ માય, પ્રગટે પૂરણ વિવેક
રહે ન દ્વૈત, અદ્વૈત, વિલોકે વસ્તુ એક—૨૧

રહો નિજાનંદમે સદા, અદ્ભૂત પાકે જ્ઞાન,
પરમ રસાયન પાનતે, હોવે મન મસ્તાન;
હોવે મન મસ્તાન, કહો કયા હે દીલગીરી.
પાકે પરમ આનંદ, રહી કયા આશ અધુરી;
ડાહ્યો કહે દીલ માય, અબ કયુ ક્ષુદાનંદમે વહો.
પાકે અદ્દભૂત જ્ઞાન, સદા નિજાનંદમે રહો—૨૨

અમૂલ્ય લાલકી ગાઠડી, જહાં તહાં મત ખોલ,
ગ્રાહક બીના બીકે નહિ, મૂરખ કહે કયા મોલ;
મૂરખ કહે કયા મોલ, લાલ લજ્જાકુ પાવે,
ગ્રાહક વિરલા કોઇ, ખજાના ખોલ દીખાવે;
ડાહ્યો કહે દીલમાય, હોય નહિ પથ્થર પારસ તુલ્ય,
અસલ સો તો અસલ, નકલ નહિ હોય અમુલ્ય—૨૩



# આરતી.

જય જય જય દેવા, શ્રી સદ્‌ગુરૂ જય દેવા,
બાહ્યાભ્યંતર; પૂરણ (૨) કરૂણાનિધી દેવા.- ટેક.

ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ ગુરૂ મહાદેવા-પ્રભુ ગુરૂ મહાદેવા,
સાક્ષાત પૂરણ બ્રહ્મ (૨) વન્દુ તમ દેવા—જય જય.
બ્રહ્મા ધ્યાવે વિષ્ણુ ધ્યાવે, ધ્યાવે મહાદેવા-પ્રભુ ધ્યાવે મહાદેવા,
ધ્યાન ધરે નારદ સનકાદીક (૨) ઇંદ્રવરૂણ દેવા—જય જય.
શ્રી સગુણ નિરગુણ સ્વામિ, બહુનામી દેવા-પ્રભુ બહુનામી દેવા
જગત ઉત્પાત લય કારણ (૨) તારણ તમ દેવા—જય જય.
સદ્‌ઘન ચીદ્‌ઘન, આનંદઘન દેવા-પ્રભુ આનંદઘન દેવા,
ત્રિગુણાતીત સ્વરૂપ (૨) ધારૂ અંતરમાં દેવા—જય જય.
આતમબ્રહ્મ અભેદ, ભેદછેદ કહો દેવા-પ્રભુ ભેદછેદ કહો દેવા,
નિગમાગમના સાર (૨) કહેવા પ્રગટ્યા તમ દેવા—જય જય.
શરણાગત ઉદ્ધાર, આપી અનુભવને દેવા-પ્રભુ આપી અનુભવને દેવા
વારંવાર પ્રણામ (૨) તનમનથી દેવા—જય જય.
આરતી અંતરમાય, ધારે નરનારી દેવા-પ્રભુ ધારે નરનારી દેવા,
ડાહ્યા-વન્દે શ્યામ (૨) પામે અવિચળ પદ દેવા—જય જય.

---

## ભાગ છઠ્ઠો.

ॐ श्रीगुरुपरमात्मने नमः ॥

### अथात्मविलक्षणाख्यमालिकाप्रारंभः ॥

श्रीरामंपरमानंदंसर्ववेदांतविग्रहम् ॥
बुद्धियोगप्रदंपुसांभजतांतंभजाम्यहम् ॥ १ ॥
अहंब्रह्मेतिविज्ञानंजातंयस्यप्रसादतः ॥
दत्तंयेनाभयंदानंतस्मै श्रीगुरवेनमः ॥ २ ॥
शरीरतृतयादन्यः पंचकोशविलक्षणः ॥
अवस्थात्रितयातीतः प्रत्यगात्माऽहमव्ययः ३
द्रष्टाहं दृश्यवर्गस्य सर्वसाक्षिस्वरूपकः ॥
सद्रूपोहं चिदात्माऽहं परमानंद अद्वयः ॥४॥

सर्वाधारो निराधारो निर्विकार परावरः ॥
सर्वाधिष्ठानरूपोऽहं सर्वभूतावभासकः ॥ ५ ॥

निगूढः सर्वभूतेषु देवदेवोऽहमेकलः ॥
अविभक्तस्वरूपोऽहंसर्व संग विवर्जितः ॥६॥

सर्वात्मा परमात्माऽहं कूटस्थोऽहं स्वयंप्रभः ॥
ज्ञातृज्ञानविहीनोहं नित्यज्ञप्तिस्वभाववान् ७

ध्यातृध्यानविहीनोऽहं ध्येयहीनः स्वयंसदा ॥
सूक्ष्मात्सूक्ष्मतरो नित्यो दृश्यते सूक्ष्ममधया ८

दूराद्दूरतरो वापि ह्यंतिकादंतिकोऽप्यहम् ॥
तुर्यातीतस्वरूपोहं केवलोऽहं सनातनः ॥ ९ ॥

सवत्रं समरूपोहं पूर्णोऽहं पुरुषोत्तमः ॥
अंतर्यामिस्वरूपोहं जगद्योनिर लेपकः ॥ १० ॥

चिदाकाशस्वरूपोहं नित्यमुक्तोहमेव च ॥
निस्पृहो निरपेक्षोहं निरीहोस्मिनिरंजनकः ११

अकर्त्ताह मभोक्ताहमात्त कामस्वभाववान् ॥
भूमानंदस्वरूपोहं सर्वशोकविवर्जितः ॥१२॥

तत्त्वातीतस्वरूपोहं क्षेत्रज्ञोहमजोऽमृतः ॥
स्वमहिम्निप्रतिष्ठोहं शुद्धोहं प्रकृतेःपरः ॥१३॥

प्रज्ञानघनरूपोहं निर्द्वंद्वो निश्चलः सदा ॥
अपूर्वोऽनपरश्चास्मिनामरूपविवर्जितः ॥१४॥

परंधामस्वरूपोहमात्मारामोहमेव च ॥
सांख्ययोगाधिगम्योहमवाङ्मनसगोचरः १५

चिदादित्यस्वरूपोहं प्रज्ञानेत्रप्रकाशकः ॥
सर्वेषामन्तर्यंताहं कर्माध्यक्षो न दोषभाक् १६

रामोहं वासुदेवोस्मि नारायणोहमच्युतः ॥
गोविंदोहं हरिर्देवो रुद्रोहमस्मि सदाशिवः १७॥
निर्वाणोहं परोलाभो नित्यविज्ञानविग्रहः ॥
शाश्वतोहं प्रशांतोहं संसारधर्मवर्जितः ॥१८॥
नित्यापरोक्षरूपोहं निष्प्रपंचोस्म्यहं सदा ॥
अनंतोहमनिर्देश्यो भेदाभेदविवर्जितः १९॥
सर्ववेदांतवेद्योहं नवावेद्यः कदाचन ॥
अनिरूप्यस्वरूपोहं अप्रमयोस्म्यहं सदा २०
निष्कलोहमचिंत्योहं निष्क्रियोहं निरामयः ॥
निर्विशेषस्वरूपोहं निरवद्यो निरंजनः ॥२१॥
निर्विकल्पस्वरूपोहमविज्ञेयोहमक्षयः ॥
निर्गुणोहं स्वयंज्योतिरग्राह्योहमलक्षणः २२॥
अहमेव परं ब्रह्म परं ब्रह्माहमेव च ॥
अभेदलक्षणं ज्ञानं तदेव मोक्षसाधनम् ॥२३॥

आत्मतत्त्वानुसंधानं कृतं येन मुमुक्षुणा ॥
तेन कर्म कृतं कृत्स्नं यज्ञदानादिकं शुभम् २४
आत्मविशेषणाख्येयं [illegible]लिका सामा[illegible]र्मिता
यः कंठे धारयेत्प्रीत्या स गच्छेत्परमं पदम् २५
सदा शांताकारं प्रणतजनसंतापशमनं
गुणोदारागारं सततममलं मंगलतनुम् ॥
कृपापारावारं भवजलधिपारं परतरं
भजेऽहं तं नित्यं भवभयहरं श्रीहरिगुरुम् ॥ २६ ॥



મુદ્રકઃ—ગિરિજાશંકર ભગવાનજી જોશી.
જોશી આર્ટ પ્રીંટીંગ વર્ક્સ,
૭૭-૭૯, બઝારગેટ સ્ટ્રીટ, કોટ—મુંબઇ.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૯ | ચ | ચચા |
| ૪ | ૧૫ | ળે | ળળે |
| ,, | ૧૬ | ક્ષ | ક્ષક્ષા |
| ,, | ૧૭ | ક્ષરક્ષર | ક્ષરઅક્ષર |
| ,, | ૧૮ | જ્ઞ | જ્ઞજ્ઞા |
| ૫ | ૫ | આદિસ | આદેશ |
| ૧૦ | ૯ | સવ | સર્વ |
| ૧૩ | ૧૪ | બહ્ય | બાહ્ય |
| ૧૪ | ૭ | સ્વ | સ્વેં |
| ,, | ૮ | કેદી | કદીન |
| ,, | ૯ | ભોખ | ભાખે |
| ,, | ૧૦ | દુર્ભાગ્યા | દુર્ભાગ્ય |
| ,, | ૧૨ | અજ્ઞાન | જ્ઞાન |
| ,, | ૧૪ | ભેટટળ્યા | ભેદટાળ્યા |
| ૧૫ | ૯ | હોસે | જીહાસે |
| ,, | ૧૦ | સપતિ | સંપત |
| ,, | ૧૮ | વાપિ | વાખિ |
| ૧૬ | ૩ | વીર | વિસ્તર |
| ૧૭ | ૧૦ | સંકટમેં | શંકરમેં |
| ૧૮ | ૩ | સીસ | સીપી |
| ,, | ૧૨ | એક છે | સેકછે |
| ૨૦ | ૧૧ | द्रव्य | द्रव्यं |
| ૨૯ | ૫ | असो | असौ |
| ૩૦ | ૯ | द्वार | द्वार्द |
| ૩૧ | ૧ | वर्तिय | वर्ति |

| | | | |
|---|---|---|---|
| ३५ | ६ | कोसंघ | कीसंध |
| ३६ | ९ | निखिला | निखिले |
| ,, | ८ | त्त्मिर | त्त्मिर |
| ३७ | २ | बुद्धि | बुद्धिः |
| ,, | ४ | प्रोपितो | प्रोषितो |
| ३८ | २ | નિગમ | નિગમાગમ |
| ,, | ६ | છેરે | રેછે |
| ,, | १३ | નિશ્ચય | નિશ્ચલ |
| ४० | १३ | અનાહુર | અનાદર |
| ,, | १४ | સ્ંદ | રહુંદ |
| ४१ | १ | बोद्यां | बोधो |
| ,, | ,, | भ्रम | भ्रमः |
| ४५ | ८ | तत्वि | तद्वि |
| ,, | ,, | सद्गुरुमेवाभीगछेत | सगुरुमवाभिगच्छेत् |
| ,, | ,, | समीधपाणी | समित्पाणि |
| ,, | ,, | श्रोत्रीय ब्रह्मनीष्ठं | श्रोतियं ब्रह्मनिष्ठं |
| ,, | १३ | प्रणीपातेनपरी | प्रणिपातेनप |
| ,, | १४ | देक्ष्यंतीते | देक्ष्यंतिते |
| ,, | ,, | ज्ञाननिस्तत्वदर्शीनः | ज्ञानिनस्तत्त्वदर्शिनः |
| ४६ | ७ | अहंमेतीअयं | अहंममेत्ययं |
| ,, | ,, | नाहंमेती | नाहंममेति |
| ,, | १६ | केषादी | कोषादि |
| ,, | ,, | योगन्तत् | योगेन |
| ,, | ,, | तनमय | तत्तन्मय |
| ,, | ,, | स्थीतः | स्थितः |
| ,, | १७ | सुधात्मा | शुद्धात्मा |
| ,, | ,, | वस्त्रादी | वस्त्रादि |
| ,, | ,, | स्फटीको | स्फटिको |

| | | | |
|---|---|---|---|
| ४८ | १७ | घटाक्नीम्र | घटाक्नि्मः |
| ,, | १८ | नाहंमीत्येव | नाहमित्यव |
| ४९ | ४ | वृत्ती | वृत्ति |
| ,, | ४ | वीग्रह | विग्रहः |
| ,, | ५ | कीमना | किन्ना |
| ,, | ,, | प्रपद्यते | प्रपद्यसे |
| ,, | १९ | भुमातत | भूमातृत् |
| ,, | ,, | मस्ती | मस्ति |
| ५२ | १ | मस्यादी | मस्यादि |
| ,, | ,, | मात्मनो | मात्मनोः |
| ,, | २ | विषय | विषयं |
| ,, | ,, | तदीदं | तदिदं |
| ,, | १९ | कुटस्थो | कूटस्थो |
| ,, | , | चीचतुर्वीधा | त्रिश्चतुर्विधा |
| ,, | ,, | अम्र | म्र |
| ५९ | २ | गोशः | घोषः |
| ,, | १० | धावती | धावति |
| ६१ | ५ | विधा | विद्या |
| ,, | ,, | सेषम् | शेषम् |
| ,, | ६ | शोऽस्य | षोऽस्य |
| ,, | १२ | धांसी | धांसि |
| ,, | ,, | समीध्धोऽग्नी | समिद्धोऽग्नि |
| ,, | १३ | ज्ञानाग्नीः | ज्ञानाग्निः |
| ,, | ,, | कर्माणी | कर्माणि |
| ,, | २० | ग्रंथीस्छिदयते | ग्रंथिश्छिद्यन्ते |
| ,, | २१ | क्षीयते | क्षीयंते |
| ,, | ,, | कर्माणी | कर्माणि |
| ,, | ,, | तस्मीनन्दृष्टे | तस्मिंन्दृष्टे |

| | | | |
|---|---|---|---|
| ६३ | १४ | मीथ्यात्व | मिथ्यात्व |
| ,, | ,, | नीश्चय | निश्चयः |
| ६४ | ११ | संसार | संसारः |
| ,, | ,, | तुल्योहा | तुल्योहि |
| ,, | ,, | द्वेषादी | द्वेषादि |
| ,, | ,, | शंकुलः | संकुलः |
| ,, | १२ | बत्माती | बध्नाति |
| ,, | ,, | प्रबोद्ये | प्रबोधे |
| ,, | ,, | वत्मवेत् | बद्धवत् |
| ६५ | १ | नीर्मलम् | निर्मलम् |
| ,, | २ | क्रत्वा | कृत्वा |
| ,, | ,, | नस्येज | नश्येन |
| ६७ | २० | वीक्षात | विक्षात |
| ,, | ,, | पुर्वं | पूर्वं |
| ,, | ,, | संसृति | संसृतिः |
| ,, | २१ | वहीर्मुख | बहिर्मुखः |
| ६९ | ४ | कालेऽपी | कालेऽपि |
| ,, | ,, | नीर्वाण | निर्वाण |
| ,, | ,, | मृच्छती | मृच्छति |
| ७६ | ७ | क्षुद्रानंद | क्षुद्रानंद |
| ७८ | ५ | गुरुरवे | गुरवे |
| ७९ | १ | निर्विकार | निर्विकारः |
| ,, | ८ | मधया | मेधया |
| ,, | ९ | दूरादुर | दूराद्दूर |
| ८० | १० | मवाक्ङ | मवाङ्क |
| ,, | ११ | स्वरुपोहं | स्वरूपोहं |
| ८१ | २ | हरिर्विष्ण | हरिर्विष्णु |
| ,, | ८ | अप्रमयो | अप्रमेयो |

